"શ્રી સ્વામિનારાયણ" માસિકના ગ્રાહકોને

:: ૧ લા તથા ૨ જા વર્ષની ભેટ ::

# અવિનાશાનંદ કાવ્ય



"શ્રી સ્વામિનારાયણ" ઓફીસ

પાંચકૂવા હરણ પોળ,

અમદાવાદ

ॐ तत्सत् श्री सहजानं-दाय नमः

श्री स्वामिनारायणो विजयते

# श्री अविनाशानंद काव्य.

શ્રી હરિ આખ્યાન તથા શ્રી હરિલીલા સિંધુ-
માંના કેટલાંક હરિચરિત્રો સહિત.

સંપાદક અને પ્રકાશક.
માધવલાલ દલસુખરામ કોઠારી.
રાયપુર, વડની પોળમાં,
અમદાવાદ.

મૂલ્ય રૂ. ૨ાા.

સંવત ૧૯૭૭ સને ૧૯૨૧

પ્રથમ આવૃત્તિ નકલ ૨૧૦૦



ભક્ત થઇ પ્રભુ ભજીએ, પ્રભુ કેમ થઇએ.

*  *  *  *

આડંબર રાખી અંતરમે, પ્રભુ થૈ ન પુજૈયે. પ્રભુ૦

મહીષ જેવો થૈ માતંગ પદમી, ચીતમે લેવા નવ ચૈયે. પ્રભુ૦

*  *  *  *

દાસ થઇ દીલ દોષ વિદારી, પરમાનંદ સુખ પૈયે;

અવિનાશાનંદ કે બોધ અનુપમ, ખોટો નથી સમ ખૈયે. પ્રભુ૦

આ પુસ્તક શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ

છાપ્યું. ખાડીઆ, અમદાવાદ.



# અર્પણ પત્રિકા.

ભેટ બાંધી લઈ ભેટ કર, નિલકંઠ હરિ ઘનશ્યામ;
ભેટ ભાઇ અબ ભેટહું, નિષ્કામ થઇ અભિરામ.
[ ચુ+કે ]

मुकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवं ॥

જેની કૃપાથી મુગાને વાચા આવે છે, પાંગળો પર્વતને ઉલંઘી જાય છે, એવા હે પરમાનંદ સ્વરૂપ તમને હું નમસ્કાર કરૂં છું. અક્ષરાધિપતિ શ્રી પુરુષોત્તમ નારાયણની કૃપાથી ભક્તિમાન્ અને પવિત્ર પિતાને પેટે આ મનુષ્યદેહ પામીને ઉદ્ધવસંપ્રદાયના પવિત્ર સંતોનો સમાગમ મળ્યો અને મોક્ષના પુરૂષાર્થનાં સાધનોનું કિંચિંદ્ જ્ઞાન પ્રાપ્ત થયું તે પરમાત્માના અને તેમના સંતો અને હરિજનોના ચરણકમળમાં આ ફુલ નહીં ને ફુલની પાંખડીરૂપી સેવા સમર્પણ કરી એવી પ્રાર્થના કરૂં છું કે ભવિષ્યમાં સેવકને વિશેષ સેવા કરવાને શક્તિ આપે.

હું છું,
આપનો દાસાનુદાસ,
માધવલાલ દલસુખરામ કોઠારી.

# પ્રસ્તાવના

શ્રી ઉદ્ધવ સંપ્રદાયના સંતોએ એટલું વિશાળ સાહિત્ય ખેડયું છે કે જો તેને પ્રસિદ્ધિમાં મુકવામાં આવે તો ગુજરાતી ભાષાના ધાર્મિક સાહિત્યમાં અગત્યની વૃદ્ધિ થાય. ઉદ્ધવસંપ્રદાયના સંત કવિઓએ કરેલા સાહિત્યની અપ્રસિદ્ધિનાં કારણો અનેક છે; જેનું વિવેચન કરવાનો આ પ્રસંગ નથી.

રા. રા. ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળા તરફથી બ્રહ્માનંદકાવ્ય, વગેરે સ્તુત્ય પ્રયત્નો થયા છે. બ્રહ્માનંદ સ્વામીના જેટલુંજ વિશાળ સાહિત્ય ખેડનાર કવિશ્રી અવિનાશાનંદજીનું નામ આટલું બધું અપ્રસિદ્ધ રહે એ ઓછા શોચની વાત નથી. આ મારો પ્રથમ પ્રયાસ છે અને તેમાં ખાસ કરીને કવિના સંબંધી રા. ચુનીલાલ કેશવલાલે મને ઘણોજ ઉત્સાહી કર્યો છે તથા કેટલીક માહિતી પણ આપી છે તેથી તેમનો અત્રે અંતઃકરણપુર્વક આભાર માનું છું. વિદ્વજ્જનો નિરક્ષિર ન્યાયે જે કાંઇ દોષ જણાય તેનો ત્યાગ કરીને આ પુસ્તકને ઉત્તેજન આપશે એવી આશા રાખું છું. અવિનાશાનંદ સ્વામીનો હરિલીલા સિંધુ ગ્રંથ ભવિષ્યમાં બનશે તો પ્રસિદ્ધ કરી સત્સંગીવૃંદના કરકમળમાં મુકવાની આશા રાખું છું અને છેવટે સંત્સગ સમસ્તને વિનતિ કરૂં છું કે આપણા સંપ્રદાયના સાહિત્યને જેમ બને તેમ ઉત્તેજન આપવુ કે જેથી તે પ્રકાશમાં લાવી શકાય અને તે વડે સત્સંગની કીર્તિ દશે દિશામાં ફેલાય.

માધવલાલ દલસુખરામ કોઠારી.

# વર્ણિ શ્રી અવિનાશાનંદજીનું જીવનચરિત્ર.

જે પુરૂષે આજન્મ મરણાંત બ્રહ્મચર્ય પાળી શ્રી ઉદ્ધવ સંપ્રદાયને માટે આખા જીવનનો ભોગ આપ્યો છે એવા મહાપુરૂષનું જીવનવૃત્તાંત જાણવાને સ્વાભાવિક રીતે દરેક હરિજન આતુર હોય જ. શરૂઆતમાં ઉદ્ધવ સંપ્રદાયને લગતી થોડી માહિતિ આપવી આવશ્યક છે. જો કે "શ્રી સ્વામિનારાયણ" માસિકમાં પ્રસિદ્ધ થયેલા "શ્રી સ્વામિનારાયણ સંપ્રદાય" નામક નિબંધ કે જે રા. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાલાનો લખેલો છે તેમાં સંપ્રદાયને લગતી ઘણી બીના બહાર આવી ગઇ છે છતાં પ્રસંગાનુસાર અત્રે આપવી ઉચિત છે. આ સંપ્રદાયને ઉદ્ધવી સંપ્રદાયના નામથી ઓળખવામાં આવે છે. સંપ્રદાયના આદિ પુરૂષ—આદિ આચાર્ય, શ્રી રામાનંદ સ્વામિ મહાન્ ભક્ત ઉદ્ધવજીનો અવતાર મનાય છે. રામાનંદ સ્વામિએ યાવત્ જીવિત બ્રહ્મચર્યાશ્રમનું જ અવલંબન કરેલું હતું. તેમના પિતાનું નામ અજય પ્રસાદ અને માતાનું નામ સુમતિ હતું. તેઓ અયોધ્યાના વાસી હતા. તેઓનો વેદ ઋગ, શાખા આશ્વલાયન અને ગોત્ર કાશ્યપ હતાં. બારમે જ વર્ષે પિતાના ગૃહનો ત્યાગ કરી તેમણે કાઠિયાવાડમાં તલાજાના વિદ્વાન્ વિપ્ર કાશિરામ પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો. ત્યાંથી નિકળીને તેમણે શ્રી રૈવતાચળ (ગિરનાર)ના ગોપાળ યોગીના શિષ્ય શ્રી આત્માનંદજી પાસે યોગાભ્યાસ કર્યો અને સમાધિને વિષે તેજઃપુંજ દીઠો. શ્રી આત્માનંદજી નિરાકારવાદી હોવાથી રામાનંદ સ્વામિ ખેદ પામી ત્યાંથી નીકળી શ્રીરંગક્ષેત્રમાં ગયા. ત્યાં શ્રી પ્રપન્નામૃત વગેરે શ્રી રામાનુજ સંપ્રદાયના ગ્રંથોથી સાકાર ઉપાસના થઇ. તેમજ શ્રી રામાનુજાચાર્યે દર્શન આપી તેમને આજ્ઞા કરી કે શ્રીકૃષ્ણની ભક્તિનો પ્રસાર કરો.

આ પછી રામાનંદ સ્વામી પ્રયાગ આવ્યા. ત્યાં શ્રીદેવશર્મા અને બાલાદેવીનો મિલાપ થયા પછી તેઓ ગુજરાત આદિ ક્ષેત્રોમાં ગયા. થોડોક સમય વીત્યા બાદ શ્રી દેવશર્મા (ધર્મદેવ) અને બાલાદેવી (ભક્તિમાતા) ના પુત્રરૂપે અવતરેલા શ્રી હરિ તીર્થાટન કરતા કરતા માંગરોલ પાસે શ્રી લોજપુરમાં મુક્તાનંદાદિ સંતોને મળ્યા. રામાનંદ સ્વામીને સં. ૧૮૫૭ માં મળ્યા અને બીજા વર્ષે શ્રી હરિને દીક્ષા અપાઇ અને તેમનું નામ શ્રી સહજાનંદ પાડવામાં આવ્યું. ત્યારપછી તેઓ શ્રીસ્વામિનારાયણ નામે પ્રસિદ્ધ થયા અને ઉદ્ધવી સંપ્રદાય ચલાવ્યો.

હવે આપણે કવિના ચરિત્ર તરફ વળીયે. "શ્રી સ્વામિનારાયણ"ના દેહવિલયને ૪ વર્ષ થયા બાદ એટલે કે સંવત ૧૮૯૦ માં આપણા કવિનો જન્મ વિરમગામમાં થયો હતો. આ વખતે અમદાવાદના મંદીરની ગાદી ઉપર કવિના ભાવી ગુરૂશ્રી અયોધ્યાપ્રસાદજી વિરાજેલા હતા. સંપ્રદાયની જાહોજલાલીનો આ મધ્યાન્હ કાળ હતો. શ્રીહરિના સમયના ઘણા નંદો અને મહાપુરૂષો હજી હયાત હતા અને શ્રી ઉદ્ધવ સંપ્રદાયના સંતોના ચારિત્ર્યનાં ગુજરાત તેમજ કાઠિયાવાડમાં વખાણ થઈ રહ્યાં હતાં. કવિના પૂર્વજોની વંશાવળી નીચે મુજબ છે.




કવિનું કુટુમ્બ વિસલનગરા નાગર જ્ઞાતિનું છે, તેમના કુટુમ્બમાં સત્સંગ તેમના પિતા ભવાનિશંકરના સમયથી થયો હતો. તેમના સંબંધમાં એવી આખ્યાયિકા છે કે તેમના મનમાં એવી કલ્પના થઈ કે જો સ્વામિનારાયણ ભગવાનજ હોય તો તેમના ચરણકમળના તળીએ સોળે ચિન્હ હોવાં જોઇએ. આવો સંકલ્પ કરી તેઓ શ્રીસ્વામિનારાયણના દર્શને ગયા. આ સમયે શ્રીહરિ મંદિર પાસેના નવાવાસમાં હાલ જ્યાં પ્રસાદીનો લીંબડો છે અને જ્યાં એક દહેરી પણ ચણાવી છે ત્યાં સભા કરતા હતા. ત્યાં ભવાનિશંકર સભાની સમક્ષ ગયા, શ્રીહરિએ તેમના સંકલ્પને અગાઉથી જાણી લઇને તેમનું નામ દઇ બોલાવી પોતાના બે ચરણો સામા ધર્યા. ભવાનિશંકરને સોળે ચિન્હોનાં દર્શન થયાં અને ત્યાંથી તેઓ શ્રી સ્વામિનારાયણના અનુયાયિ બન્યા. આ વિષે કવિત રામાયણમાં કવિએ નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે.

ચિન્હો જોઇ પ્રભુ ચરણનાં, જેણે દ્રઢ કર્યો સતસંગ;
ભવાનીશંકર તાત છે, જેના ચિતમે ચોગણો રંગ.

(કવિત રામાયણ સુંદરકાંડ)

આ પ્રમાણે આ નાગર કુટુમ્બ સત્સંગી થયું.

રા. ભવાનિશંકર અને યમુનાબાઇ જેવાં પવિત્ર માતાપિતાના પેટે અવતાર લેનાર આ ભક્ત કવિનું નામ મોતીલાલ રાખ્યું હતું. નાનપણમાં તેમને મયા મેહેતાની ગામઠી નિશાળે મુકવામાં આવ્યા હતા. આ નિશાળ ઢીંકવા ચોકીવાળા રસ્તે આવેલી હતી. કવિએ ખાડીઆની પોલિસ ચોકી આગળ રહેતા બાપુશાસ્ત્રીની પાસે સંસ્કૃતનો થોડો અભ્યાસ કર્યો હતો. સંધ્યાદિ બ્રાહ્મણનું ષટકર્મ શિખ્યા. અમદાવાદમાં કવિ પોતાના પિતાની સાથે સારંગપુરમાં ફરતા વિસામા સામે ખમારની ખડકીમાં રહેતા હતા. તેમના મોટા ભાઇ બાપાલાલ તથા તેમની ભાભી પણ સાથેજ હતા. એમ કહેવામાં આવે છે કે તેમની ભાભીની રસોઈ તેઓ જમતા હતા. એક દિવસ એવો બનાવ બન્યો કે જ્ઞાતિમાં જમવાનું આમંત્રણ આવેલું છતાં કવિ જમવા ન ગયા અને ઘેર આગળ ખીચડી કરીને જમવાની તૈયારી કરી. ભાભીએ આ બાબત પોતાના સસરાને ફરિયાદ કરી એટલે ડોસાએ ખીચડીની થાળી ખેંચી લીધી. કવિનું મન આટલાજ બનાવથી સંસાર ઉપરથી ઉઠી ગયું ! તેમને વૈરાગ્યની તીવ્ર ચટકી લાગી ગઇ. તેઓ રીસાઇને જેતલપુરના મંદિરમાં આનંદસ્વામી પાસે જઇને રહ્યા. તે ગામમાં ગંગામા કરીને યમુના બાઇની કાકી રહેતાં હતાં. યમુનાબાઈ આ વખતે ગંગામાની સેવામાં હતાં. તેમને કવિના આગમનની ખબર પડી. કવિ જેતલપુરમાં આનંદાનંદ સ્વામિની પાસે માત્ર ૧૦ દિવસ રહ્યા એટલામાં જ તેમનામાં તીવ્ર વૈરાગ્ય થયો. આ વખતે યમુનાબાઇને કવિના આવવાની ખબર પડી એટલે કવિને લઇ તેમની માતુશ્રી અમદાવાદ આવ્યાં. કેટલાક દિવસ પછી કવિને યજ્ઞોપવિત આપવામાં આવ્યું અને જ્યારે તેમને ભિક્ષા પીરસવા માટે વેવાઇ લોકો આવ્યા ત્યારે તેમણે લગ્નની ના પાડી આથી બડવો દોડાવીને તેમને બારોબાર અમદાવાના મંદીરમાં લઇ જવામાં આવ્યા. સંવત ૧૯૦૬ માં તેઓ મંદિરમાં દાખલ થયા અને તેમની સુંપરત શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજને કરવામાં આવી. આચાર્યશ્રીએ પાછા કવિને વાસુદેવાનંદ સ્વામિને સોંપ્યા. આ બન્ને મહાપુરૂષોની કવિ ઉપર સંપૂર્ણ કૃપા હતી. કેટલાક સમય પછી આચાર્યશ્રીએ કવિને દીક્ષા આપી બ્રહ્મચારી કર્યા અને તેમનું નામ અવિનાશાનંદજી પાડયું.

અમદાવાદના મંદિરમાં થોડો કાળ વ્યતીત કર્યા પછી અવિનાશાનંદજીની કાવ્ય તરફ રૂચિ જોઇને આચાર્યશ્રીએ તેમને ભુજની કાવ્યશાળામાં મોકલ્યા. ત્યાં પાંચ સાત વર્ષ રહી કાવ્ય પિંગળ આદિનો અભ્યાસ કર્યો.

કાવ્ય કરવાની શરૂઆત ત્યાંથી થઈ. પછીથી સ્વામીને આચાર્ય અયોધ્યા-પ્રસાદજીએ પાછા બોલાવ્યા અને પછી પોતાની સાથે છપૈયા લઈ ગયા. તેમજ તે પછી નામનું ઉધરાવવા માટે મૂળી, વરતાલ, જેતલપુર વગેરે ગામોમાં સ્વામી ફર્યા હતા. જે જે ગામોમાં સ્વામી ગયા છે ત્યાંના વર્ણનો તથા ત્યાં શ્રીહરિએ કરેલી લીલાને કવિએ ગાઈ છે. અમદાવાદમાં કવિને ઘણું ખરૂં વાસુદેવાનંદ સ્વામીનો સમાગમ હતો. આથી તેઓ તીવ્ર વૈરાગ્યવાળા અને સંપ્રદાયની મર્યાદાનું યથાસ્થિત પાલન કરનારા થયા. સ્વામીના સહચારીઓમાં વાસુદેવાનંદ સ્વામીના મંડળમાં કવિ સિવાય બ્ર૦ ઉદારાનંદજી, બ્ર૦ સત્યાનંદજી, બ્ર૦ માધવાનંદજી, બ્ર૦ નિર્માનાનંદજી, બ્ર૦ અશોકાનંદજી, બ્ર૦ દેવાનંદજી, બ્ર૦ કપીલેશ્વરાનંદજી, સાકર કોઠારી, નાદોલના હિંમતલાલ વગેરે હતા. તેમાં ઉદારાનંદજી, સત્યાનંદજી અને માધવાનંદજીને રસોઈનું કામ સારૂં આવડતું. વડનગરવાળા સાકર કોઠારી જ્ઞાતિએ ભાવસાર હતા અને તે દેહ મુકતાં સુધી ધોળે લુગડે રહ્યા હતા.

વંશાવળીમાં જણાવ્યા છે તે કવિના ભત્રિજા રા૦ ચુનીલાલ કેશવલાલના માતપિતા નાની ઉમરમાં ગુજરી જવાથી તેઓ કવિની પાસે રહ્યા હતા અને તેમની સાથેજ ૫ વર્ષ સુધી ગામડામાં ફર્યા હતા. સં. ૧૯૨૯ થી ૩૪ ની સાલ સુધી તેમને કવિનો પ્રસંગ રહ્યો હતો. આ દર્મ્યાન તેમને કવિની પ્રકૃતિ તથા દિનચર્યા જોવાની સારી તક મળી હતી. સ્વામી પોતે શરીરે બ્રહ્માનંદ સ્વામીની પેઠે રૂષ્ટપુષ્ટ હતા. કાઠું નીચું અને બાંધી દડીનું હતું. તેમની છબી અગર ચિત્ર મેળવવાને અનેક પ્રયાસો કર્યાં છતાં અમને મળી શકી નથી. નહીંતો આ ગ્રંથમાં અવશ્ય આપત. કવિની દિનચર્યા નીચે મુજબ હતી. દરરોજ સહવારમાં બ્રાહ્મ મુહૂર્તે—ચાર વાગ્યે ઉઠવું, નારાયણ ધુન્ય કરવી, પછી માનસી પૂજા કરવી, પ્રભાતીયાં બોલવાં, આ પછી શૌચ અને સ્નાન સંધ્યાદિ કરીને કથામાં વચનામૃત વાંચવાં. કથા પુરી થયા બાદ આસને જઈને સ્લેટ પેન લઈ બેસવું અને નવાં કાવ્ય, કીર્તનો કરવાં. આ પછી 'વાસુદેવ હરે' થાય એટલે જમવા જતા અને જમી પાછા આવીને પણ વચનામૃત વાંચતા. બાદ સ્લેટમાં જે નવું કિર્તન લખેલું હોય તે વિચારી જતા અને પછી તેને નક્કી કરી પાકી સાહી અને કલમવડે પાના ઉપર લખતા. વખતે બાંધેલા પુસ્તકમાં પણ લખતા. બપોરે થોડા સમય આડા પડખે થઈ આરામ લેતા. સ્લેટ પેન પણ તેમના હાથમાં જ આરામ લેતાં. સાંજે ફરીથી સ્નાન કરી પોતાનાં નવાં કીર્તન સભામાં સંધ્યા આરતી પછી વાંચી બતાવતા. રાત્રે

પોતાના નિત્ય નિયમ અને ધ્યાન કરતા અને દસ વાગે સુઇ જતા.

કવિની પ્રકૃતિ ઉગ્ર અને ચ્હેરો તેજસ્વી હતો. વૈરાગ્યમાં બીજા નિ-ષ્કુળાનંદ સ્વામી હતા. ચારિત્ર્ય શુદ્ધ કંચન જેવું હતું. શિક્ષાપત્રીની નાનામાં નાની આજ્ઞાનું પાલન કરવાને પણ તેઓ ચુકતા નહીં, એટલુંજ નહીં પણ તે બીજો કોઇ સાધુ અગર સત્સંગી શિક્ષાપત્રીના વચનનો ભંગ કરતો જણાય તેની સામે ક્રુધ્ધ થઇ જતા. આચાર્યશ્રી અયોધ્યા પ્રસાદજીને વિષે કવિનો ગુરૂભાવ હતો એટલું જ નહિ પણ તેમને પોતાના પિતા તુલ્ય ગણતા હતા. કેશવપ્રસાદજી મહારાજને ઘણી વખત એવો ટોણો મારતા કે હું તો એમનો માનસિક પુત્ર છું. કેશવપ્રસાદજી વિષે પણ કવિને ગુરૂભાવ હતો અને કેશવપ્રસાદજીના ગુણોનું વર્ણન કરનારો કેશવ દિગવિજયનો ગ્રંથ તેમણે લખ્યો હતો. પરન્તુ કેશવપ્રસાદજીમાં રજોગુણ પ્રધાન હતો તે સ્વામીને બીલકુલ રૂચ્યો નહિ. આ વિષે તે સમયના પ્રતિ-ષ્ઠિત સંતોમાં પણ ચર્ચા ચાલતી હતી. આચાર્યની પાસે જઇને ચર્ચા કરવાની કોઈની હિંમત ચાલે નહીં. છેલ્લે સાના આગ્રહથી સ્વામીએજ બીડુ ઝડપ્યું અને તેમાં કેશવપ્રસાદજી સાથે કાંઇક ખાટા દાંત થયા. આખરે વિક્ષેપ અને રજોગુણ નહીં સહન થવાથી સ્વામીએ અમદાવાદના મંદિરને સદાને માટે ત્યાગ કર્યું. સ્વામી કઇ સાલમાં અમદાવાદના મંદિર-માંથી ગયા તે જાણવાનું સાધન નથી.

એક સમયે સ્વામી અમદાવાદના મંદીરમાં શ્રી નરનારાયણના દર્શને ગયા ત્યારે તેમને મર્હુમ કવીશ્વર દલપતરામભાઇ મળ્યા હતા, તેમણે સ્વામીને ઉદ્દેશીને કહ્યું કે: " કેમ, કવીશ્વર ! " આના જવાબમાં સ્વામીએ તેજ સમયે જણાવી દીધું કે:—

"બ્રહ્મમુનિ કવિ ભાનુ સમ, પ્રેમ મુક્ત દોઉ ચંદ;
ઓર કવિ ઉડુગણ સમ, કહે કવિ અવિનાશાનંદ."

વળી કાઠિયાવાડમાં આવેલા———રાજ્યના રાજ સાહેબે સ્વામીનું રૂષ્ટપુષ્ટ શરીર જોઇ એવો ટોણો માર્યો હતો કે " શા તોપના ગોળા જેવા બ્રહ્મચારી છે ? "

આનો જવાબ તડ ને ફડ સ્વામીએ આપ્યો કે " જો અમારા જેવા તોપના ગોળાઓ હોત નહીં, તો તમારા જેવા પાપના પહાડ તુટત શી રીતે ? " આ ઉપરથી સ્વામીના સ્પષ્ટવક્તાપણાની ખાત્રી થાય છે.

વળી માણસાના મંદિરમાં મહન્તના પદ ઉપર હતા એમ મકા-ખાડના હરિજનોનું કહેવું છે. સ્વામીની ઉગ્ર પ્રકૃતિને લીધે માણસાના ભક્ત-રાજ નરસીભાઈ સાથે પણ બનાવ રહ્યો નહી. આથી સ્વામીએ તે મહન્ત પદને તિલાંજલી આપી મકાખાડમાં નિવાસ કર્યો.

આ ગામ વિજાપુર રેલવે લાઇન ઉપર છે. તે વખતે વિજાપુર રેલવે થયેલી નહોતી. આ ગામમાં સ્વામીએ મંદિર કરાવ્યું અને ત્યાં પોતાનાં ગ્રંથો તથા લખવાનાં સાધનો લઇને મંદિરના નાના મેડા ઉપર લખવા બેસતા. મંદિરનું કામ થોડું અધુરૂં હતું એવામાંજ કોઈ તામસી પ્રકૃતિના હરિજને સ્વામીનું અપમાન કર્યું. આથી સ્વામીને આ ગામ ઉપરથી ભાવ ઉતરી ગયો. એમ જણાય છે કે સ્વામી મકાખાડ અને માણેકપર એ બન્ને પાસે પાસે આવેલાં ગામોમાં ઘણો વખત રહેલા હતા. ત્યાંના એક હરિજન વિરસંગભાઇ હાલ પણ સ્વામીના પ્રભાવની વાત કરે છે. લાંઘણજ લીલાનો ૨૮ અધ્યાયનો પદબંધ ગ્રંથ સ્વામીએ માણેકપુર જેવા નાના ગામમાં રહીને પુરો કર્યો છે, તેની સાલ વીગેરે કવિએ પોતે જ તે ગ્રંથમાં લખી છે:

માંની એ ભક્તની મનમાં, આગન્યા આનંદકંદ;
લાંઘણપુર લીલા કરી, કવિ નામ અવિનાશાનંદ,
પુરણ કીધો પ્રેમથી, આ ગ્રંથ સુંદર સાર;
માણેકપુરમાં મનહરણ, ભવતરણ નર ને નાર.
સંવત ઓગણી છત્રીસો, વલિ શ્રાવણ માસ અનુપ;
રાંધણ છઠ ગુરૂવાસરે, કર્યો પૂરણ ગ્રંથ સરૂપ.

આ ઉપરથી સ્વામી સંવત ૧૯૩૬ ના શ્રાવણ માસમાં માણેકપુરમાં હતા. અને તે વખતે તેમનું શરીર સુસ્થ હતું એમ સાબીત થાય છે. આ પછી સ્વામી વરસોડે કઇ સાલમાં ગયા અને ત્યાં તેમનો દેહ કઇ સાલમાં પડયો તે વિષે મોટો ગુંચવાડો છે. લાંઘણજના હરિજનોના કહેવા મુજબ સ્વામી સંવત ૧૯૪૧-૪૨ માં લાંઘણજમાં હતા અને નામનું ઉઘરાવવા આવતા હતા. તે વખતે આચાર્યશ્રી કેશવપ્રસાદજીની સાથે તેમને અણબનાવ થઇ ચુકેલો હતો. પરન્તુ આમાં કાંઇ વિસ્મૃતિ જણાય છે. કારણકે કવિના ભત્રિજા રા. ચુનીલાલ કેશવલાલ જેઓ સ્વામીના પરિચયમાં રહેલા છે તેમના કહેવા મુજબ સ્વામીએ સંવત ૧૯૩૯ નાં માગશર વદ ૩ રોજ દેહ મૂકયો હતો. તેનું કારણ એમ છે કે રા. ભવાનિશંકરે સંવત ૧૯૩૮ ના ભાદરવા વદ ૧ ના દિવસે દેહ મુકયો હતો. અને પછી ત્રણ મહિને કવિએ દેહ મુકયો હતો વરસોડામાં દેહ છોડેલો એ વાત નક્કી છે. ત્યાં નદી તરફ વહેતી ઝાંઝરીના કાંઠે હજુ પણ સ્વામીના દેહોત્સર્ગનો ઓટો છે અને ત્યાંના હરિજનો પણ આ ઓટાને સ્વામીના સમાધિસ્થાન તરીકે બતાવે છે. ત્યાંના હરિજનોમાં કેટલાક વૃદ્ધો છે પરન્તુ સ્વામીની પાછળ ત્યાં બ્રાહ્મણોની ચોર્યાશી કરેલી અને સ્વામી ત્યાંના મંદિરમાં ઘણા કાળથી રહેતા હતા તે સીવાય વધુ માહિતી મળી શકી નથી. સ્વામીની પાછળ ચોર્યાશી કરેલી તેના હિસાબના ચોપડા ગૃહસ્થને ત્યાં હતા તે ગુજરી ગયા છે એટલે તે ચોપડામાંથી

વિગત મેળવવાને ચોપડાની શોધ કરેલી પણ બધી મહેનત નિષ્ફળ ગઇ છે, માત્ર ત્યાંના નાથિયા નામક એક સાંખ્યજોગી બાઇએ સ્વામીનો ઓટો બતાવવા માટેની તસ્દી લીધેલી તે બાબત અત્રે તેમનો આભાર માનવો ઘટે છે.

અત્રે લાંધણુજ સંબંધી થોડી હકીકત આપવી યોગ્ય અને પ્રાસંગિક થઈ પડશે. સ્વામીને લાંધણુજના હરિજનો અદ્યાપિ પર્યંત પૂજ્યભાવથી સંભારે છે. ખાસ કરીને વરસોડા, મકાખાડ, માણેકપર, માણુસા, બાર, દશેળા, વગેરે ગામોનાં હરિજનોમાં સ્વામીની કીર્તિ અદ્યાપિ પર્યંત ચાલે છે. તેમનું નામ સાંભળતા ત્યાંના હરિજનોને હર્ષનાં આંસુ આવે છે. લાંધણુજ લીલાનો ગ્રંથ રચવાના સંબંધમાં કવિએ પોતેજ એમ લખ્યું છે કે

કીધી પ્રેરણા આવિને, મુજ પાસ વારમવાર;
તારે ગ્રંથ બણાવિયો, લાંત્રણુપુર લિલા સાર. ૩૬
આવ્યા લાંધણોજ ગામથી, ચાલી ડાંગરવે ગામ;
પ્રાતઃકાળમાં પ્રીતથી, મયાચંદ પરભુરામ. ૩૭

આ મયાચંદના પુત્ર ભા. છગનભાઇ મયાચંદ લાંત્રણુજમાં મંદીર સામે જ રહે છે. તેઓ હજુ પણ સ્વામીનાં ચારિત્ર્ય અને પ્રભાવનાં ગુણગાન કરે છે. આ લાંવણુજ લીલાનો ગ્રંથ મયાચંદ અને પરભુરામની વિનંતિ ઉપરથી કરેલા છે.

ઘણી પ્રારથનાઓ કરી, કરો લીલા કવી કૃપાળ;
મેહેર કરી અમ માથડે, તમે દીલના અતી દયાળ.

હવે સ્વામીએ કયા કયા ગ્રંથો કઈ કઇ સાલમાં લખ્યા તે વિષે જેટલી તવારીખ મળી છે તે નીચે પ્રમાણે.

વાસુદેવ માહાત્મ્ય, નિષ્કામ સુદ્ધિ, ભાષા ભૂષણ, કવિપ્રિયા, ભાષા વ્યાકર્ણ, કાવ્યકુતોલ, રસરહસ્ય, હરિરસ પિંગલ, ભગવત પિંગલ, વેદાંત ચૂર્ણ વગેરે ગ્રંથો જોવામાં આવ્યા નથી પરન્તુ કવિએ એક પાટી ઉપર લખેલી યાદી ઉપરથી આ નામ આપ્યાં છે. આ ગ્રંથો ભૂજની કાવ્યશાળામાં બનાવ્યા હોય એમ લાગે છે. ભૂજમાં પિંગલ, કાવ્ય વગેરેના અભ્યાસ માટે કવિ પાંચ છ વરસ રહ્યા હતા અને ત્યાંજ એ ગ્રંથો બનાવ્યા હશે. એ તેમનો પ્રથમ પ્રયાસ હતો. આ પછી નીચે પ્રમાણેની સાલો ગ્રંથોમાં આપેલી છે.

અવધવિરહ સંવત ૧૯૨૬ ના માગશર સુદ ૧૫ ભૂજમાં પુરાં કર્યા
પદ બંધ વચનામૃતો ( કવિ વૈષ્ણવાનંદજીએ બનાવેલાં તે શોધ્યાં )
સં. ૧૯૨૭ માં પૂરાં કર્યાં.

હરિલિલા સિંધુનું ૮ મું રત્ન તરંગ ૨૮ સં. ૧૯૨૯ બ્યારમાં.
„ „ ૯ મું રત્ન તરંગ ૨૯ સં. ૧૯૩૦ અમદાવાદમાં.
„ „ ૧૦ મું રત્ન તરંગ ૩૪ સાલ નથી મકાખાડમાં.
„ „ ૧૧ મું રત્ન તરંગ ૪૯ સં. ૧૯૩૨ દહીળામાં
„ „ ૧૨ મું રત્ન તરંગ ૩૮ સ્થળ અનેગામનો નિર્દેશ નથી
„ „ ૧૩ મું રત્ન તરંગ ૪૩ સં. ૧૯૩૩ સાદરામાં
„ „ ૧૪ મું રત્ન તરંગ ૫૪ સં. ૧૯૩૭–૩૮ વસ્સોડામાં

બાંધણુજ લીલા ૨૮ અધ્યાયનો ગ્રંથ સં. ૧૯૩૬ માણેકપરમાં
કવિત રામાયણુ સંવત ૧૯૩૭ ના શ્રાવણુ માસમાં વિજાપુરમાં
છપૈયા માહાત્મ્ય આશરે સં. ૧૯૩૪–૩૫ માં.

આ પુસ્તકમાં ખાસ કરીને કવિએ છુટક છુટક કીર્તનોનાં પદો ઇત્યાદિ રચેલાં તેનો સંગ્રહ કરીને આપ્યો છે. તે ઉપરાંત હરિલિલા સિંધુ ગ્રંથમાંથી શ્રીજીએ આચાર્યને કરેલો ઉપદેશ તથા રાજકોટમાં સર માલકમ સાથે થયેલો મેળાપ, તથા હરિ આખ્યાન આપેલાં છે. આમાં કેટલીક નવીન વાતો કવિએ કહેલી છે. કીર્તનોનાં પદોમાં સંતોનાં લક્ષણુ, સત્સંગી કુસંગીનાં લક્ષણુ, પતિવ્રતા તથા શંખણી નારીઓનાં લક્ષણુ, અસંતના લક્ષણુ, શ્રીજીની બાળલીલા, દાણુલીલા, બત્રીસાની રેલનો બગાડ, અમદાવાદ, મૂળી, જેતલપુર, છપૈયા, પરાંતીજ, સિદ્ધપુર, ગેરીતા, ભુજ વગેરે શહેરો તથા ગામોમાં શ્રીજીએ કરેલી લીલાનાં વર્ણનો કરેલાં છે. આ સીવાય હિંડોળાનાં છુટક પદો પણુ છે. તેમજ શંકર, ગણુપતિ, હનુમાનજી, વગેરે દેવોની આરતિઓ પણુ છે.

કવિ બાળ બ્રહ્મચારી હોવાથી તેમને બ્રહ્મચર્ય ઉપર વિશેષ પ્રીતિ હતી એમ જણુાય છે. નારિની નિંદા તેમણે ઘણી કરી છે.

દુસરો કોન દુખદાઇરે, દુસરો કોન દુખદાઇ દારાબીનું દુ૦

* * *

ચતુરાનન પંચાનન જૈસે, જગ ઇશ્વર કહવાઇરે;
બીન સમે ચાવી નીજ મુખમે, અબળા બળ અધિકાઇરે. દુ૦

* * *

મુહકું લાગત પ્યારીરે, મુહકું લાગત પ્યારી ત્રીયામન૦

નિરસ વિષયોને રસિક કરવાની તેમાં ખુબી હતી.
અસલાલીની લીલા વર્ણનમાં કવિ કહે છે કે,

સંત જિમાઇ શામ સુખસદના, મનરંજન મોહન જિતમદના;
કૂંપ અવાડાકી પાસ કૃપાલા, સકટાસનપર પરમ રસાલા.
રાજત રંજત રાજીવ લોચન, પાપતાપ સંતાપ વિલોચન;
બહુત બેર સદસિ બિચ બાતા, કહત હરત જન મન મુસુકાતા.

કવિએ બત્રીસાની રેલનું વર્ણન પણ સારૂંકર્યું છે.

ભાદરવા વદિ આઠમેરે, આવ્યું પાણી અપાર;
બાર વાગ્યા સમે બારથી, હાંરે સેહેર બીચ બજાર. બત્રીસે૦
મધ્યરાત સુધી આવિયુંરે, પાછ્યું હઠયું પ્રમાંણ;
નોમે નવું પાણી આવિયું, હાંરે જકત બોળવા જાંણ. બત્રીસે૦

કવિની દષ્ટિ ગુરૂ ઉપર હમેશાં રહેતી લાગે છે કારણકે આમાં પણ લખ્યું છે કે,

જોઇ ઉપદ્રવ જીવમારે, ગુરૂ નાઠા ગમાર;
દૂર વસ્યા જાઇ દેખતાં, હાંરે ભ્રષ્ટ ભુમીના ભાર. બત્રીસે૦

સાચા ગુરૂ માટે કહે છે કે,

સાચા ગુરૂ સંસારમાં, બહુ રાખી બરદાસ;
ખાનપાંને કરી ખંતથી, હરિ વળી આપી સુવાસ. બત્રીસે૦
થોડા આપદમાં થીરતારે, રાખી નાંહી લગાર;
ભકતને કેમ ભવ તારશે, હાંરે મહાસંધુ અપાર. બત્રીસે૦

જે સમાજ હમેશાં જીવતો અને જાગતો હોય છે તેની પ્રગતિ સતત થયાં કરે છે. જીવતા અને જાગતા સમાજમાં સમાજના કાયદા કાનુનો અને ધારા ધોરણનું પાલન યથાસ્થિત થાય છે. પણ સમાજને એવી સ્થિતિ રાખનારાં તત્ત્વો તેના શૂરવીર સભ્યોજ છે. જે સમાજમાં ચારિત્ર્યશીલ સભ્યો હોય તોજ સમાજનાં મૂળ સિદ્ધાંતોનું પાલન થાય છે. નહીં તો સવત્ર અંધાધુની થાય છે. કવિ પોતે મૂળ પદ્ધાત અને ધારા ધોરણ પ્રમાણે ચાલનારા હતા એટલું જ નહીં પણ તેમના સહચારીઓ અને સમકાલીન સંતોપણ એવા ઉચ્ચ ચારત્ર્યવાળા હતા. કવિમાં એથી વિશિષ્ઠતા એ હતી કે તે કોઇથી પણ દબાયા વના જે જેવો હોય તેને તડ ને ફડ કહી દેતા. આચાર્ય કેશવપ્રસાદજી જેવા પ્રભાવવાળા આચાર્યને પણ તડ ને ફડ કહેનાર આ વ્યક્તિજ હતી. સંપ્રદાયની પ્રગતિ આવા સંતોથીજ થાય છે. ખુશામત અને હાજી હા કહેનારાઓ સંપ્રદાયને માત્ર હાનિ કરનારાજ નીવડે છે.

કવિએ રચેલું સાહિત્ય વિશાળ છે. પરન્તુ અમારાથી નાણાંની જેટલી જોગવાઈ બની શકી તેટલા પુરતું આ સાહસ કર્યું છે. કવિને લગતી ઘણી માહિતી મેળવવા માટે લાંધણેજ, વરસોડા, મકાખાડ ઇત્યાદિ ઠેકાણે ફરવું પડયું છે. આ પુસ્તકની કીંમત ગરીબ સ્થિતિના સત્સંગીને પણ ભારે ન પડે એ હેતુથી ઘણીજ ઓછી રાખી છે. ભવિષ્યમાં જો નાણાંની જોગવાઇ થશે તો સ્વામીના બીજા ગ્રંથો પ્રસિદ્ધિમાં મુકવાને પ્રયત્ન કરીશ. અસ્તુ.

દાસાનુદાસ—માધવલાલ દલસુખરામ કોઠારી.

# કીર્તનોનું સાંકળીયું.

## અન્ય તીર્થ સ્થાનોમાં કરેલી લીલાનાં કીર્તનો.



## અન્યદેવોની આરતી વગેરે.

ॐ

तत्सत् श्री सहजानंदाय नमः

# अविनाशानंद काव्य.

---

# ઉપદેશનાં કીર્તનો.

---

## સંતનાં લક્ષણ.

---

### પદ ૧ લું—રાગ ફટાણાં.

પ્રભુ હોય, પ્રગટ પ્રમાંણુ, સંત તીયાં સાચા રહે જો;
કથે એમ વેદ પુરાંણુ, કાવ્ય કોશ ગ્રંથ કહે જો ૧
રામ તીયાં હોય ન કાંમ, કાંમ તીયાં રામ નહિં જો;
નોય રાત દિ એક ઠાંમ, તુળસીદાસે કહી જો. ૨
જીયાં માંન સરોવર સાર, હંસ તિયાંવૃંદ રહે જો;
ગાંમોગામ બગલા અપાર, હોય કવિજંન કહે જો. ૩
હંસ ચુગે મોતીનો ચાર, ઠોર ઠોર નવ રમે જો;
બગ કરે મચ્છ આહાર, ભુંડા ભવ માંઇ ભમે જો. ૪
સંત હોય સાચાનાં વૃંદ, ફંદમાં નવ ફસે જો;
કે છે કવિ અવિનાશાનંદ, પાપમાં પાપી ધસે જો. ૫

### પદ ૨.

સાચા હવે સંત સયાંણુ, લક્ષણુ તેનાં લહું જો;
પાલે રૂડાં નીમ પ્રમાણુ, કાંમનીથી છેટે કહું જો. ૧
દાંમ દેખી રહે છે દૂર, સૂરલીત ઈંદ્રી સદા જો;
ક્રોધ કેદી, વાપે ન ઉર, કામ કલેશ નાંહી કદા જો. ૨
વલી અતી વૈરાગ્યવાંન, જ્ઞાંનમાં પોતે ગલ્યા જો;

સંગ દોષજીત સુજાંન, તાપ પાપ સરવે ટલ્યા જો. ૩
મલે આવી જે કોઇ જંન, તતકાલ તારે તરે જો;
પેખી કરે પોતે પાવંન, ફેલથી છેટે ફરે જો. ૪
મલ્યા પ્રભુ પ્રગટ સ્વછંદ, વાસના ટાળી વલી જો;
કે છે કવિ અવિનાશાનંદ, ફંદ જાય તેના બલી જો. ૫

## સતસંગીનાં લક્ષણ.

### પદ ૩

સતસંગી તેતો સુજાંણુ, સતસંગ પાલે સહી જો;
પામે ધામ પ્રગટ પ્રમાંણુ, ગતી રૂડી તેની કહી જો. ૧
દારૂ માટી ચોરી અવેરી, વટાલે વટલે નહી જો;
જીવ હિંસા કરે ન જન, મંન વશ રાખે મહી જો. ૨
કરે નહી આતમઘાત, વિધવાનો સંગ તજે જો;
વિમુખના મુખની વહેલ, કથા સુણે નાંહી રજે જો. ૩
કોઇને માથે મિથ્યા કલંક, હરીજન નાંખે નહી જો;
કરે નહી કોઈ દી કહાય, દેવ નીંદા મન દહી જો ૪
પાલે પ્રીત્યે પ્રગટ પ્રમાંણુ, નીમ એકાદશ ગ્રહી જો;
કે છે કવિ અવિનાશાનંદ, સતસંગી તે તો સહી જો ૫

### પદ. ૪

વલિ કહું વાત વખાંણી, જાંણી હરિજંન લીયો જો;
હોકા ગાંજા ભાંગ્ય અફીણ, પાપ જાંણી ત્યાગી દીયો જો. ૧
તાંણે નહી કેદી તમાકું, ચીત દઇ ચાવે નહી જો;
ફેલ કરી થાશો ફજેત, જમપુરી જાશો વહી જો. ૨
તમાકુનું પાપ અપાર, બ્રહ્માએ મુખે કહ્યું જો;
નારદની પાસે નેહાંન, બ્રહ્માંડપુરાંણુ થયું જો. ૩
તમાકુને ખાંતેથી ખાય, રૈરવ નરકે પડે જો;
જ્યાં લગી સુરજ ચંદ, જમદૂત તેને નડે જો. ૪
એવુંનુ પાપ અપાર, મોટા મોટા મુની કહે જો;
કે છે કવિ અવિનાશાનંદ, હરિજંન દુર રહે જો. ૫

## કુસંગીનાં લક્ષણ.

પદ. ૫

કહું હવે રીત કુસંગ, સતસંગ નિંદે સહી જો;
પીએ હોકા ગાંજા ને ભંગ, અંગ રંગ ચઢે નહી જો. ૧
કામી ક્રોધી લોભી લબાડ, પાડ એ તો પાપતણાં જો;
ફેલ માંહી અતી ફસેલ, છેલ થઇ ફરે ઘણા જો. ૨
વ્યભિચારિ વ્યસની વિશેષ, લેશ ઉર લાજ નહીં જો;
ભાલે ભાંડ ભુવા ભવાઈ, ભુંડુ બોલે ભ્રષ્ટ થઈ જો. ૩
ખોટા ગુરૂ કરીને ખાંત્ય, વસનીને પૂજે વળી જો;
અન્ન ધંન આપે અજાણ, બહુ ખારે જાવે બળી જો. ૪
એવા જેનાં લક્ષણ મંદ, કુસંગી તેને કૈયે જો;
કે છે કવિ અવિનાશાનંદ, ડરી તેથી દૂર રૈયે જો. ૫

પદ. ૬

સંગ કોઇ કરે કુસંગ, અંગ રંગ ખોટો ચડેજો;
ચડે ચીત ચોરીનો રંગ, સતસંગ ઢીલો પડે જો. ૧
કરે જન કુસંગ સંગ, મરી જમપુરી જાવે જો;
મારે જમ માર ઉમંગ, ખુબ ખલ ખાંતે ખાવે જો. ૨
હાયહાય થાવે હેરાંન, બુમરાણ પાડે બહુ જો;
જમ મારે જાવે ન પ્રાંણ, કેમ કષ્ટ મુઢે કહું જો. ૩
પડે પાપી પાડે પોકાર, મુદગલ જમ મારે જો;
લેસ સુખ નાંહી લગાર, વલિ કોઇ નાવે વારે જો. ૪
મૂઢ મતી મુરખ મંદ, ઉપદેશ માને નહીં જો;
કે છે કવિ અવિનાશાનંદ, સત્ય વાત માને સહી જો. ૫

## પતિવ્રતા નારીનાં લક્ષણ.

પદ ૭.

પતિવ્રતા નારીની રીત, પ્રીત કરી હરી ભજે જો;
પતિ સેવે પ્રેમ સહીત, શંખણીનો સંગ તજે જો. ૧
પ્રભુ પદ પ્રેમ અપાર, નીમ પાલે નકી કરી જો;

નાવે ધોવે ઉઠી સવાર, પાપ થકી ચાલે ડરી જો. ૨
અતી રોગી ગરીબ અંધ, પતી નપુસક પેખી જો;
સેવે સતી પ્રભુ સબંધ, વેદનો મત દેખી જો. ૩
રૂપવાન નર પુનીત, ઇંદ્રિ કે રાજા જેવો જો;
પતી વીના જાણે પતીત, પતીવ્રતા નારી તેવો જો. ૪
કરે નહી કુલટાનો સંગ, વ્રત માન પાલે વલી જો;
કે છે અવિનાશી ઉમંગ, પાપ જાય તેનાં બલી જો ૫

## શંખણીનાં લક્ષણ.

### પદ ૮.

શંખણી જે નારી સંસાર, અંધ ધંધ રહે સદા જો;
રીસ ભરી ઉઠે સવાર, પ્રભુ નવ ભજે કદા જો. ૧
મારી રોવરાવે છે બાલ, કાળ જેવી કાયા કરી જો;
છુટા નીત માથાના વાલ, પરણ્યાને પીડે પુરી જો. ૨
કેદી નવ નહાવે કહાય, મેલમાં માતી ચાલે જો;
ધણી સંગ લડવાને ધાય, મન ગમતામાં માલે જો. ૩
જુવો લીખો મારે અપાર, પાપમાં પ્રેમ અતિ જો;
વળિ કરે છે વ્યભિચાર, જાર સંગ નીતે જતી જો. ૪
ફસે ગણા ફેલ ને ફંદ, કુલટાનો સંગ કરે જો;
કે છે કવિ અવિનાશાનંદ, મળે તેનાં પુન્ય હરે જો. ૫

### પદ ૯ મું–રાગ લાવણી.

મોરે બંકે બિહારી લાલ, ચાલ ચીત ચોરે;
તોરે બંકે નેન વિશાલ, કરેજવા કોરે. મોરે૦
શીર બંકી કલંકી ધાર, પ્યાર કર પ્યારા;
મોરે ખાવન દિલ ખુસિયાલ, ખ્યાલ કર ન્યારા. મોરે૦ ૧
કસી બંકી કમર હર કંસ, હંસ ગતી હેરી;
શીર બંકી પાગ બનાય, ગાય ગુન લેહેરી. મોરે૦ ૨
કર બનિતા સંગ બિહાર, હાર ધર હીયમે;
મુખ બોલી અમૃત બોલ, કોલકર કીયમે. મોરે૦ ૩

કહ્યું નાચે કમલદ્રગ શામ, કાંમ કર કમનં;
મોચે જાંની હાસી અવિનાશી, ગાય ગુંન રમનં. મોરે૦ ૪

પદ. ૧૦

સુની અરજી મરજી ધર શામ, કામ કર પૂરે;
કલંકંજ વિલોચન સંજ, જાંની ગયે સૂરે. સુની૦
મમ મોહન મોહોલ પધાર, ધાર ઘિર ધીયમે;
હરી પકર્યો લલના હાથ, હોંસ ધર હીયમે. સુની૦ ૧
કર આલીંગન અલબેલ, છેલ હુઈ છતીયાં;
સુખ દીનો સુખીકું શામ, કાંમ કર રતીયાં. સુની૦ ૨
ચખ ચૂંબન મુખ ચીત ચોર, પ્યારી કો પ્યારે;
અતિ કીનો આલી અંગ, સંગ મતવારે. સુની૦ ૩
કરી મનમથ મનમે લાય, આપ સુખ અંગે;
કવી ગુન ગાવે અવિનાશી, ઉલાશી ઉમંગે. સુની૦ ૪

પદ. ૧૧

નહી માંનત મુઢ ગમાર, માર બહુ ખાવે;
મરી જાવે જમપુરી માંઇ, વિષે સુખ ચાવે. નહી૦
યહ ધન તન રંગ પતંગ, સંગ નહી ઐહે;
કૃત કર્મ શુભાશુભ હોય, જીય સંગ જૈહે. નહી૦ ૧
મન મેહેરીકો મેલાપ, પાપ ચીત ચાંઇ;
અતિ અનરથ કરત અશેશ, એશ મન માઇ. નહી૦ ૨
સુત ભગની માતરૂ તાત, જાત તજી જીયરા;
પીર પાવત અપરંમપાર, હાર લખી હીયરા. નહી.૦ ૩
અસ જાંની જીય અજાંન, જાન મત કરના;
અવિનાશાનંદકી શીખ ધીયમે ધરના નહી૦ ૪

પદ. ૧૨

પરનારીસોં કરી યારી, ખારી હે દૂખકી;
તા કારન સમઝી વિચારી, બાત સુન સુખકી. પરના૦
અજ ઈંદ્ર ચંદ્ર ભયે અંધ, નેન લખી નારી;
ગતી ગૌતમ અહમે કીન, દીન ભયે ભારી. ૧ પરના૦

બડ લંકાં બંકાં કોટ, નીશાચર પુરા;
પરનારીકે પરસંગ, ભયે ચકચૂરા. પરના૦ ૨

સબ ઝીત ત્રિલોકી ઝીત, આપકી કીની;
સો દુખ પાયો દશશીશ, બાત કહી દીની. પરના૦ ૩

સો બાતનકી એક બાત, ઘાત દુર કરના;
અવિનાશાનંદકી શીખ, ધીયમે ધરના. પરના૦ ૪

પદ. ૧૩ મું–રાગ લાવણી.

પ્રગટ પ્રભુ નહી ભજતા પ્રાની, ફિર ફિર ઑસર નહી આવે;
કાલ ખડા શીર ઉપર્ય તેરે, આઈ અચાનકકું ખાવે. ૧
દારૂ માટી ચોરી અવેરી, ગાંજા ભંગી જો પીવે;
અંત સમે જમદુત આયકે, માર અતી તોકું દીવે. ૨
સપ્તતાડ સમ ઉંચા કાવે, કૂવા સરીસ હે આંખી;
મુદગર મોટા હાથ લઈકે, લૈ જાવે મારી નાંખી. ૩
ચતુર અષ્ટ સહસ્ર ખટલખ, જમપૂરીમે હે કુંડા;
વર્શ અમીત તેમે ડારીકે, માર મારહી બહુ ભૂંડા. ૪
રોમ રોમ તન જરહિ અંગારે, તપ્ત વાલુકા દુખકારી;
જમદુત ચલવત જોરે તીનમે, મુદગર મસ્તકમે મારી. ૫
દુઃખ દુખ હે દુખ અતીષે, નહીં હે સૂખકા લવલેશા
એહિ પુર જમકે હાથ નીરંતર, પાવેગા તબહુ કલેશા. ૬
સું દુખ દેવતે કોટીક કલ્પે, કુંડહુંસે કાઢે બારે;
કર્મ તપાસી દુષ્ટ જીવકે, સવવેદ સીધીમે ડારે. ૭
સો ચોરાસી લાખ જન્મકી, બિકિત તે મેં કેતા હું;
જલજંતુમે નવ લખ તન હે, દશલખ પક્ષી લેતા હું. ૮
તિસ લખ દેહ પશુ કે જાનો, સ્થાવર વિસલખ તન પાવે;
કર્મિ દેહ તે લાખ રૂદ્ર કો, ચતુરલક્ષ નર તનુ આવે. ૯
એહી ચોરાસી લાખ જન્મમે, જીવ અતીસે દુખ પાવે;
કે અવિનાશાનંદ તે નિશ્ચે, પ્રભુ બિના કુન છોરાવે. ૧૦

પદ ૧૪.

પ્રગટ હરીકો શરનો લેવે, તબ ચોરાશી દુખ જાવે;
અંત સમે પ્રભુ આઇ જીવકું, નીજ ધામકો પોહુચાવે. ૧
અગણીત બ્રહ્માંડ અષ્ટાવન જુત, રોમ રોમ તનમે રાજે;
સો અક્ષર કે પાર સુખકો, કહતે શેશ નીગમ લાજે. ૨
સોઇ ધામસે સૂખ લેશતે, આયો મૂલપુરૂષ માંઇ;
સો સુખ લેશ તે આયો જાનો, પ્રધાનપુર્ષ રહવે ત્યાંઇ. ૩
સોઇ પ્રધાનપુર્ષ સુખલેશતે, મહતત્વ લોકે આયો;
સો મહતત્વ સુખલેશસે, પુરૂષવિરાટ તે મુદ પાયો. ૪
તેહિ વૈરાટકે સુખલેશસે, બ્રહ્મા વિશ્નુ ત્રિપુરારી;
તેહી સુખકો લેશ તે ભોગવે, સુરપતી નરપતી નરનારી. ૫
માહકણ રવિકર મેઘબુંદ કો, લેખો લેહુ ગણી બુદ્ધીવંતા;
અક્ષર કે સુખકે અનુભવકું, કરને નહી કોઇ સુર અમિતા. ૬
એહી ધામમે સુખ અતિ હે, નહિ હે દુખકા લવલેશા;
સોઇ ધામકું પાઇશ પ્રાની, કાલ કર્મકા નહીં કલેશા. ૭
રોમ રોમ તન તેજ અનંતા, સોળ વર્ષકી હે કાયા;
મનવાંછીત સબ ભોગ મીલેગા, દિવ્ય તનુ હે નહી માયા. ૮
સોઇ ધામમે નાથ નિરંતર સુખ દેવેગા સુખધામી;
જીય ઈશકી મનકી જાને, જ્યું જાને અંતરજામી. ૯
અગણિત કોટિક શેશ નિગમતે, એહિસુખ પાર ન લેતા હે;
મંદ કવિ અવિનાશાનંદ તે, એક મુખ કયા કેતા હે. ૧૦

પદ. ૧૫

સો અક્ષરકે વાસી સંતત, પુરૂષોત્તમ પ્રભુ અવતારી;
કારણ સબ અવતારકે કાવે, પ્રેરક સબકે સુખકારી. ૧
અનંત કોટી મહા વિષ્નુ ઉપાસે, ચતુરવ્યુહ સેવત ભારી;
નિશદીન ધ્યાન ધરતહે ઉરમે, રહવત મરજી અનુસારી. ૨
સુરભી લોકપતીતે સંતત, નીજ મુક્ત સંગ રાખીકે;
ધ્યાન ધરત ઉર ધીર ધરીકે, પુરૂષોત્તમ ગુન ભાંખીકે. ૩

સ્વેતદ્વીપકે વાસી સંતત, સબે મુકત લૈકે સંગે;
પુરૂષોત્તમ ઘનસ્યામકું સેવત ધ્યાંન ધરત ઉર ઉમંગે. ૪
અનંત ઈંદ્રપતી જીવ ઇશકે, કૃતફલદાયક હે દેવા;
સબકે કારણુ સબહી નિયંતા, સકલ કરે નિશદિન સેવા. ૫
સો પુરૂષોત્તમ પ્રગટ પ્રભુ હરી, દયા કરીકે બહુનામી;
કોશલ દેશ અવધપુર પાસે, પ્રગટ ભયે ખટપદ સ્વામી. ૬
માત તાત તેહિ ભકિત ધર્મ હે, સરવરીયા બ્રાહ્મણુ સારે;
સામવેદી હે કૌથમી શાખા, પાંડે અવટંક શુભ ભારે. ૭
સંવત અષ્ટાદસ સપ્ત ત્રિંશમે, મધુ માસ પક્ષ સારી;
નિધિ તીથી ને સુરપે ઇવારે, ઉતપન્ન ભયે ઉપકારી. ૮
સોઇ પ્રગટ પુરૂષોત્તમ પૂરન, સ્વામીશ્રી સહજાનંદ;
તાહિકે શરણું આયકે પ્રાંની, તો મિટહી જમકા ફંદ ૯
સો હરી નીશદીન પુર છપૈયે, બાલ લીલા કરે બહુ ભારી;
સો છબિ આઇ રહો કે ઉરમે, અવિનાશાનંદ બ્રહ્મચારી. ૧૦

પદ. ૧૬

સો પુરૂષોત્તમ પ્રગટ ભઇકે, લિલા કરે છુપિયામાંઇ;
તે પ્રભુકે દરશનકે કારન, આત વિરાટાદિક ધાઇ. ૧
અનંત વિશ્નુ બ્રહ્મા ભવનારદ, નિશદિન આયકે પ્રભુ આગે;
નારાયણુસરમાં સ્નાન કરીકે, હરીપાસે સું વર માગે. ૨
નાથ નિરંતર એહી વર દીજે, દયા કરીકે બહુનામી;
એહિ પુરમે તન વનવેલીકો, કાં જલચર પક્ષી સ્વામી. ૩
જેહી કરીકે સંતત હમ કું, તબહિ સમાગમ નિત થાવે;
નિરખી મૂરતી નાથ નિહારી, પૂરણુ પદ સુખ ઘ્યાં પાવે. ૪
અમીત કોટી બ્રહ્માભવ અગણીત, નીત આવે એહી પુર માંહી;
તેહી પુર પાંસુ શીરપર લૈકે, પૂરન મનમે મુદ પાઇ. ૫
અનંત કોટિ બ્રહ્માંડમે એહિ સમ, નહિ હે દુજો કોઇ ધામ;
પુરૂષોત્તમ અક્ષરપુરવાસી, વિચરે સંતત ઘનશામ. ૬

સો છુપૈઆમેં જાંને અજાંને, નર તન ધરી જે જન જાવે;
આપ કુલ પાવન કર અગણિત, પુની ભવસે નહી ભટકાવે. ૭
અવતારી અવતાર અમીતકે, ધામ સકલકે સુખધામી;
અનંત નાંમકે નામી કાવે, સો શ્રી સહજાનંદ સ્વામી. ૮
સો પ્રભુ ઉત્પન્ન ભઈ છુપૈઆમે, મહી પર બીચરે સુખકારી;
તીર્થ અનંતકું કીન તીર્થ રૂપ, તારે અગણીત નરનારી. ૯
સો સહજાનંદ સબકે કારન, સબહી નીયંતા શુભ કરણી;
તાકો મહીમા કીન કછુ સુખ, કવિ અવિનાશાનંદ વરણી. ૧૦

॥ પદ ૧૭ રાગ ધોલ. ॥

શિખામણુની વાત કહું સહુ સાંભળો,
પ્રેમદા પુરણુ પતીવ્રતા કરી પ્રીત જો;
દેવને દુરલભ નરતન પામ્યા દેખ જો,
તે સારૂ કરવો સતસંગ સહીતજો. શિખા૦ ૧
પરપુરૂષનો સંગ ન કરીએ પ્રેમદા,
સમજી કાલા સાપ સરીખો મંન જો;
દેખી ડરવું તેને અતીશે દીલમાં,
જાણી કરવું જીવ તણું જતંન જો. શિખા૦ ૨
પરપુરૂષનો સંગ કરે જો પ્રેમથી,
અજાણે જે અબળા એક જ વાર જો;
થંભ ધખાવી પુરૂષ કરી લોહા તણો,
બાથ ભરાવે જમના દૂત અપાર જો. શિખા૦ ૩
હાય હાય કરી પસ્તાવો અતીશે કરે,
જમપુરીમાં જાણો જુવતી વૃંદ જો;
તપ્તસુરમી નરકમાં દુખ પામે અતી;
નકી વાર્તા કે અવિનાશાનંદ જો. શિખા૦ ૪

પદ. ૧૮

પતીવ્રતાની રીત કહુ સુણો પ્રેમદા,
પતિને સેવે પાળે નેમ સપ્રીત જો;

દારૂ માટી ચોરી અવેરીને તજે,
ભાવ ભરી ભજે ભયહારિ નિત નિત જો. પતી૦ ૧
એ જાણી કેદી ન કરે હીંસા જીવની,
જુવો માંકણુ લીખો આદિ અપાર જો;
કર્યાં કરમ તે આડાં અંત્યે આવશે,
એમ જાંણીને લીયે મનમે નાર જો. પતી૦ ૨
પતીવ્રતા નવ ખાવે વસ્તુ કેફની,
તમાકુને નવ તાંણે નવ ખાય જો;
ભાંડ ભવૈયા કેદી ન ભાલે ભાવથી,
પરપુરૂષ દેખી ચીત નવ લલચાય જો. પતી૦ ૩
પતીવ્રતાનો ધર્મ જે પાલે પ્રેમદા,
તે ભવસાગર તરશે કુલ સમેત જો;
મનવાંછીત સુખ પામશે મનમાં માનની,
અવિનાશાનંદ કે છે વાત સહેત જો. પતી૦ ૪

પદ ૧૯.

વિધવા બાઇની વરણુવિ કહું વલિ વારતા,
પતિ જાંણી પુરૂષોત્તમ સેવે પ્રીત જો;
નર્ક કુંડ જેવો જાંણે નરદેહને,
પાપી પામર લંપટ છેક પતીત જો. વિધ૦ ૧
શ્રંગાર રસની વાત વલિ વિધવા તજે,
પુરૂષપેક્ષણુ કરે નહીં કરી પ્યાર જો;
સંબધ ન રાખે પુરૂષનો સંસારમે,
અતી દુખદાયક જાણી મનમે નાર જો. વિધ૦ ૨
ભૂતલ સોવે ભોજન એક વેલા કરે,
ડરે પુરૂષના પરસંગથી દીલ માય જો;
ફેલ કરે નહીં છેલ થઇને નવ ફરે,
ગરીબ થઇને ગુણુ ગોવીંદના ગાય જો. વિધ૦ ૩
બાઇ બાઇ સંગ બેસે ને મોંબત કરે,
સ્વપ્નામાં ન પરશે નર પરસંગ જો;

અવિનાશાનંદ કે છે વિધવાયોષિતા,
પાવનકારી જાણો જગમાં ગંગ જો. વિધ૦ ૪

પદ. ૨૦

બાઇ માણસને બીવું નરની વાતથી,
છેટે રેવું વિઘન જાણી છેક જો;
સંગ કર્યોથી અંગ અનંગ વ્યાપે અતી,
મુલગી ખોવે ભકતપણાની ટેક જો. બાઇ૦ ૧

જેણે જેણે સંગ કર્યો સંસારમાં,
તેણે તેણે ખોઇ જગમાં લાજ જો;
દેવયાની થઇ ભ્રષ્ટ તે કચના પ્રસંગથી,
પાપ કરીને શ્રાપ પામી જગમાં જ જો. બાઇ૦ ૨

બ્રાહ્મણકુલ તજી ક્ષત્રીવરને તે વરી,
રેણુકાને લાંછન લાગ્યું અપાર જો;
જોતાં ક્રીડા ગાંધર્વની જલમાં વલી,
જમદગ્નિયે ત્યાગ કર્યો નિરધાર જો. બાઇ૦ ૩

પ્રભુ ભજ્યામાં વિઘન મોટું બાઇને,
પુરૂષનો પરસંગ જો અંગમાં થાય જો;
અવિનાશાનંદ કે છે તે પાપે કરી,
જરૂર જુવતી જમપુરીમાં જાય જો. બાઇ૦ ૪

પદ. ૨૧—રાગ ધીરાની કાફીનો.

ભ્રષ્ટમતી ભુંડારે, કુડા કુડા વાદ કરે;
સેવે નહી રૂડારે, દેખી સંત દૂર ફરે. ભ્રષ્ટ૦
ધ્યાંન ધરી બેસે ધર્મને ધારે, બગની પેઠે લબાડ;
લાગ લાવીને લે છે પકડી, ચાંચે મચ્છ કરી ચાડ,
વિષે સારૂ વલખાંરે, ફરે ફરે પેટ ભરે. ભ્રષ્ટ૦ ૧
જતી સતી તપી થઇને જગમેં, ખેતરે ખલ કરી ખાંત;
નીમ ન પાલે નાથનું, નીરખી બ્રહ્મ વખાણે દીન રાત,
મસ્ત થૈને બોલેરે, ડોલે મનમાં ન ડરે, ભ્રષ્ટ૦ ૨

બ્રહ્મજ્ઞાન કથી ભરમાવે ભવમે, નારી નર નીરધાર;
જપ તપ જોગ જગનથી પાડે, ડુબાવે સંસાર,
શાસ્ત્રને ન માંને રે, તે તો તારે નાંહી તરે  ભ્રષ્ટ૦ ૩
ભાંગ્ય પીએ ને ભોગવે ભાંમની, તમાકુ તાણે ને ખાય;
પીયે અફીણુ ગાંજા હોકાને પ્રીતે, અહંબ્રહ્મ મુખ ગાય,
એવાં લક્ષણુ જેનાંરે, પાસે બેઠા પુન્ય હરે.  ભ્રષ્ટ૦ ૪
ખલ જ્ઞાની ખરે ખરા ખોલવા, ઓળખી એનાં એધાંણુ;
સંગ ન કરવો સમજુ માંણુસને, વદે વેદ પૂરાંણુ,
અવિનાશાનંદ કેરે, ધીરમતી ઉરમાં ધરે.  ભ્રષ્ટ૦ ૫

પદ. ૨૨

બગ જેવા આવારે, વેશ ધારી ફરે વળી;
ધુતવા ધુતારારે, કહું જાણે રૂપ કલી,  બગ૦
નાગા ફરે ભુંસે ખાખ નઠારા, ચલમ ચીપીયા હાથ;
જટા ધારે નખ જુલમી જગમે, રામકી રાખે સાથ,
ફેલમાં ફસેલારે, જાંણે વિખ વેલિ ફળી.  બગ૦ ૧
નિરખી સાચા સંતને નિંદે, ભુંડુ બોલે જાણો ભાંડ;
નીમ નહીં કોઇ બાતનું નકી, બકકી પાડે મુખ રાડ,
પાડ તો પાપનારે, રાંડને તો આપે રલી.  બગ૦ ૨
રામ રામ મુખ રાતદી ભાંખે, હરાંમિ કાંમ હરાંમ;
કરે ફરે કલી રૂપ કલીમાં, દિલ વાલું ઘણું દાંમ,
ચાંમે ચીત ચોટયું રે, કાંમે એની બુદ્ધિ કલી,  બગ૦ ૩
દુનીઆમાં અતી દંભ દેખાડે, તપસી રાખીને ત્યાગ;
ઉંધા સુવે કૈંક ઉભા રહે નીત, અંગ તાપે પંચ આગ;
રાગ મનમાંહીરે, વાસના તો નથી બલી,  બગ૦ ૪
શાસ્ત્રમર્યાદાને લોપીને રાખે, સરવે જુઠો ત્યાગ;
વાંમ દાંમથી વેગલા વર્તે તે સાચા બડભાગ;
સદા તેને સેવોરે, અવિનાશાનંદ કે છે મલી,  બગ૦ ૫

## સંતનાં લક્ષણ.

પદ. ૨૩

સાચા સંત સેવોરે, કહું સત્ય વાત ખરી;
અવસર ન આવે રે, પાછો આવો સર્વોપરી, સાચા૦
પ્રગટ પ્રભુના સદા ઉપાસી, પાળે નેમ પ્રમાંણ;
અષ્ટ પ્રકારે ત્યાગે અબલા, વરજીત વ્યસન વખાંણ;
ધનને ન રાખે રે, ન રખાવે નામ ધરી, સાચા૦ ૧
પર ઉપકારીને ઉદાર પોતે, સદા પવિત્ર સુહાય;
ભ્રષ્ટપણું ભાવે નહીં ભવમે, ગોવીંદના ગુણ ગાય;
તમાકુ ન તાંણે રે, ચાવે નહીં ચોંપે કરી, સાચા૦ ૨
વ્યર્થ કાલ નવ ખોવે પ્રભુ વીન, ભજનમાં ભરપુર;
સાચા જાંણી સતશાસ્ત્રને સેવે, ઉમંગ અતીશે ઉર;
સૂર સંત સાચારે, કામ ક્રોધ ઝીત્યા અરી, સાચા૦ ૩
ખોટિ વાણી કદી મુખ ન ભાખે, દાખે પ્રગટનું જ્ઞાન;
ધ્યાનમાં ધારે પૂત્ર ધર્મના, સહજાનંદ ભગવાન;
જગમાં તે જાંણે રે, તારી નરનારા તરી. સાચા૦ ૪
જુકતાહાર વિહાર જગતમે, ઝિત સદા સંગ દોષ;
રોશ નહીં નિજ ઉરમાં રાખે, નિરવિકારી નીરદોશ;
અવિનાશાનંદ કેરે, હેતે તેમાં રે છે હરી. સાચા૦ ૫

પદ. ૨૪

સંત એવા સાચારે, આજ જેને આવી મળે;
સંશય તો સમૂલારે, તતકાલ તેના ટલે. સંત૦
જીવ મટાડીને શીવ કરે જન, જ્ઞાન આપી ગુણવંત;
ભમરી જેમ ઈયલને ભમરી, સંદેહે કરે છે સ્વતંત;
તેમ તે તો કરે રે, કોઇ એને નવ કલે, સંત૦ ૧
પારસ પલકમાં લોઢાને પરસી, સોનું કરે સંસાર;
વરણ ફેરવીને મુલ વધારે, નિરખે સહુ નરનાર;
જાંણી સેવે જ્યારે રે, આનંદના ઓધ વલે, સંત૦ ૨

જીવનમુક્ત કરે જન જગમે, પ્રીત્યે આવે કોઇ પાસ;
વ્યસનને ભવ ફંદ વિનાસે, દિલશુદ્ધ કરે દાસ;
આશ પુરે સરવે રે, કલ્પવૃક્ષ જેવા ફલે. સંત૦ ૩
ધ્રુ પેહેલાદ વ્યભિષણ ધરપતી, આદીક અનંત અપાર;
ભકત થયા ભગવાનના ભાવે, સંત મલ્યા સંસાર;
પ્યાર કરી સેવેરે, તારે મુની અહલ ઢલે. સંત૦ ૪
આજ અવનિમાં સંત તે એવા સાચા છે સંસાર;
ગામ ગુણવંત ફરે છે કરે છે અધમ ઓધાર;
અવિનાશાનંદ કે છે રે, સેવે અઘઓઘ બળે. સંત૦ ૫

## પદ ૨૫–રાગ પ્રભાતી.

બત્રીસે લક્ષણ સંતનાં વરણું,
જેને મલે તેનાં પાપ ટાલે;
હોય ભગવાંન તીયાં સંત હોય જાણવા;
સંત બિનુ નોય પ્રભુ કોઈ કાલે. બત્રી૦ ૧
પરમ કૃપાલુ પરદ્રોહ રહિતા પુનિ,
ક્ષમાવાન સદા સત્યવાણી;
રહિત નિંદા રહે, દ્વંદ્વ બિનુ દેખીયે,
પરઉપકારી ભવ તારે પ્રાણી. બત્રી૦ ૨
કામ રહિતા કહું જીત ઈંદ્રિ સૌ,
હૃદય કોમલ બહુ શૌર્યવંતા;
રહીત સંગ્રહ ફરે થોડું ભોજન કરે,
હૃદય શીતલ ભરે જાંણી સંતા. બત્રી૦ ૩
ધર્મધારી ધરા રહે સાવધાનમાં,
વિશ્વવિદીત વિચારવાન;
વિકાર વરજીત વલી ધિર્જ ધારી રહે,
દયા દિલ માંઇ દીયે અભયદાન. બત્રી૦ ૪
ખટ ઉરમી વિના માન રહીતા મુની,
દાસપણું દીલ માંહી દેખો;

પાલે શરણાગત જ્ઞાનદાતા ગુણી,
મીત્ર સૌનાં તે વિવેકી પેખો. બત્રી૦ ૫
વલિ વિસવાસી છે ભ્રાંતી રહીતા ભલા,
હરી પરાયણ રહે નિરાશી;
ભજે ભગવાનને ભજનિ સંતત રહે,
સંત લક્ષણુ કહે સુખરાશી. બત્રી૦ ૬
પ્રગટ ભગવાન જીયાં હોય પૃથ્વી વિષે,
હોય તિયાં સંતનાં વૃંદ ભારી;
નોય પ્રભુ પ્રગટ તીયાં સંત નોય જાણીયે,
વાત અવિનાશાનંદ કે વિચારી.

પદ ૨૬—રાગ ગરબી.

પ્રભુ ભજ્યો નહીં પ્રાણીયારે, પામી દુર્લભ દેહ;
નેહ કર્યો નીજ નારમાં, હાંરે આઠુ જામ અછેહ. પ્રભુ૦ ૧
લાલચ લાગી લોભની રે, નહી શોભની વાત;
ઘાત ઘણી ઘટમાં ભરી, હાંરે ખરા ખત્તાને ખાત. પ્રભુ૦ ૨
રંલી ખપી ભેલી કરીરે, ભરી માયા ભંડાર;
કોડી ન આવે કામમાં, હાંરે હૈયાકુટયા ગમાર. પ્રભુ૦ ૩
સોબત ન ગમે સંતની રે, પાપી પાપમાં પ્યાર;
અવિનાશાનંદ ઓચરે, હેતકારી અપાર. પ્રભુ૦ ૪

પદ. ૨૭

જોને વિચારી જીવમાંરે, ધર્યા દેહ અપાર;
લખચોરાસી જાતનાં, હાંરે દુખ વારમવાર. જોને૦ ૧
પીડા પામ્યો તો પંડમાંરે, ગયો ભુલી ગમાર;
પ્યાર કર્યો પરનારમાં, હાંરે નેણે રૂપ નીહાર. જોને૦ ૨
સાચી વાતું નવ સાંભલે રે, ભલે પાપીમાં જાય;
ભાંગ્ય પીયેને ભેટે ભાંમની રે, હાંરે તારી વલે શી થાય. જોને૦ ૩
આ ખોટા ગુરૂ કરી ખાંતથી રે, ફસ્યો પાપને ફંદ;
મંદ મરમ નવ જાંણીઓ, હાંરે કે છે અવિનાશાનંદ. જોને૦ ૪

પદ. ૨૮

સાચી કહું વાત શીખની રે, સુણો જાંણુ સુજાણુ;
જાણી જગતમાં જીવનું, હાંરે કરો હેતે કલ્યાણ. સાચી૦ ૧
દેહ દુર્લભ જે દેવને રે, ભૃતખંડમાં ભાઈ;
દીધો દયા કરી દેખીને, હાંરે દયાસિંધુ સદાઈ સાચી૦ ૨
ચોરી અવેરી ચીતથીરે, તજી ભજી લ્યો તાત;
વાત માની વૈરાગની, હાંરે ભયહારી બલભ્રાત. સાચી૦ ૩
જીવ કલ્યાણ જગ કારણે રે, ફરે શાંત સુજાણ:
કાંવ અવિનાશાનંદ કે, કરો સત્સંગ તે જાંણુ. સાચી૦ ૪

પદ. ૨૯

પામર માને ન પ્રાણીયોરે, ઉપદેશની વાત;
ઘાત ભરી ઘણી ઘટમાં, હાંરે નટખટ કુળ જાત; પામર૦ ૧
પરત્રીયા પરધનમાંરે, રાખે પ્રીત અપાર;
ભાર રાખે નહી ભવમાં, હાંરે કેનો ઉર લગાર. પામર ૨
બણી ઠણી બેસે બારણેરે, પાંણીઆરીને ઘાટ;
ઠાઠ બાંધીને ઠગ ઠાવકો, હાંરે જુવે રૂપ કુઘાટ. પામર૦ ૩
છેલ થઈ છકી છાંયડી રે, જોતો જોતો તે જાય;
અવિનાશાનંદ કેટલા, ગુણ પાપીના ગાય. પામર ૪

પદ. ૩૦–રાગ ચિંતામણી.

બાઇઓ તમે સમરો સ્વામી, સહજાનંદ ધામના ધામી;
વિષેમાંથી મનને વાળો, સાચા સતસંગમાં ચાલો. ૧
કુલટાનો સંગ ન કીજે, જોઈ તેને મનમાં બીજે;
પતીવ્રત પ્રીતથી પાલો, મીથ્યા અભીમાનને ટાલો. ૨
એકાદશ નેમને રાખો, સહજાનંદ સુખથી ભાંખો;
મલ્યું છે આ દુર્લભ દેહ, બાઇઓ તમે જાણજો તેહ. ૩
ગોપી જેમ ગોવિંદ ભજી, આશા અન્ય નરની તજી;
કૃષ્ણ રસ પ્રેમથી ચાખ્યો, અખંડ સોહાગને શખ્યો. ૫

તેમ તમે રાખજો પ્રીતી, પ્રભુ સાથે જગને જીતી;
પુરૂષને પેખવો નાંહી, ડરીએ તે જોઇને બાઇ. ૫
અજાંણુમાં સંગ ન કરીએ, પ્રભુના ડરથી ડરીએ;
જુવોને આ અસત્ય કાયા, મુકી જશું સંધરી માંયા. ૬
ધરા ધન ધામને મેલી, જાવું કોડી નાવે ભેલી;
જુવાનીને જાળવી લેજો, સતસંગના નીમમાં રેજો. ૭
વિષેનિ જે વાસના વાલી, તેનો સંગ મુકો ટાલી;
વિષેથી જે પાછાં વાલે, તેનાં વેણુ પ્રીતથી પાલે. ૮
કથા વાત પ્રીતથી કરીએ, બાઈયું બાઈયુમાં ફરીએ;
સતસંગમાં પ્રેમ ન હોય, એવી બાઈ જગમાં કોય. ૯
કથા તેના મુખની બાઇ, કેદી એ ન સુણીએ જોઇ;
સત્સંગમાં આસતાવાલી, એવિ બાઇ નજરે ભાલી. ૧૦
તેનો સંગ પ્રીતથી કીજે, અલોકીક લાવને લીજે;
એવાં નીમ પાલશે બાઇ, થાશે ભવમાં ભલાઇ. ૧૧
માત તાત ધન્ય છે તેનાં, ઈકોતેર કુલતે એનાં;
પ્રભુના ધામમાં જાય, પુરાંણુ ને વેદ તે ગાય. ૧૨
અભાગણી જગમાં નારી, જોઈ નર થાય છે ખ્વારી;
મરી જમપુરીમાં જાવે, પીડા બહુ તનમાં પાવે. ૧૩
વ્રથા જગ જનમી નારી, માતાજીને ભારે મારી;
તેનો સંગ કીજે ન કેદી, રેવું છે આ ભવમાં બેદી. ૧૪
કરો સતસંગને કોડે, બીજું નહીં આવે જોડે;
અંતે પ્રભુ તેડવા આવે, વેમાન ને રથ તે લાવે. ૧૫
બેસી તેમાં ધામમાં જાવું, સતસંગમાં સુખ છે આવું;
દેખે કૈક નર ને નારી, નથી ખોટી વાત અમારી. ૧૬
બાઇઓ આ શીખની વાત, ખરી કીધી કરીને ખાંત;
અવિનાશાનંદ તો કેછે, સદા સતસંગમાં રેછે. ૧૭

પદ ૩૧.

ભાઇઓ ભજો ભાવ ભરીને, હેતે સતસંગ કરીને;
રૂડાં પાંચ નેમને પાળો, કુસંગનો માર્ગ ટાલો. ૧૮

કુડાનો સંગ કુસંગ, અજાણે ન કરીએ અંગ;
દારૂ માટી ચોરી અવેરી, જાંણો ફેલ જીવનાં વેરી. ૨
વટાલે વટલે નાંહી, જાંણો જન જીવને માંહી;
હોકા ગાંજા ભાંગ ન પીવે, હરીજન જીવમાં બીવે. ૩
તમાકુને તાણે ન પીયે, અફીણમાં હેત ન દીયે;
વસ્તુ જે કેફની કાવે, ખાંતે કરી કેદી ન ખાવે. ૪
મીથ્યા મુખ બોલે ન વાણી, જાંણી નીજ જીવની હાંની;
હાંસી મસકરી હરામી, કપટી ને કુટીલ કાંમી. ૫
તેનો કેદી સંગ ન કીજે, બહુ જોઇ મનમાં બીજે;
ત્રીયા ધન લોલુપ હોય, કેદી સંગ કરે ન કોય. ૬
હરિ બિના હેતુ ન હોય, જાંણી લેજો જીવમાં જોય;
કયાં ફેલ કરશે કોઇ, કુસંગ એ જાંણજો સોઇ. ૭
કરે કુસંગનો સંગ, પાડે ભજનમાં ભંગ;
તેનું ફલ નરક અંત, જાંણી લેજો જીવમાં જંત. ૮
મરી જમ હાથમાં જાય, કવિ વ્યાસાદિક ગાય;
જમ દેવે દુખ જાંણીને, પીડા થાય અતી પ્રાંણીને. ૯
ચૌદ ક્રોડ જમના દુત, કષ્ટ દે છે કપૂત;
હાય હાય બોલે છે મુખ, શરીરમાં લેશ ન સુખ. ૧૦
પાપીના પાપ પ્રમાણે, જમદૂત દંડને જાંણે;
ઓછું અદકું ન થાય, અદલ એ રીત છે ત્યાંય. ૧૧
માટે પાપ જોઇ તપાસી, કરો નથી આગલ હાંસી;
લેખું રાઇ રાઈનું લેશે, દુખ દુત જમના દેશે. ૧૨
માટે કુસંગને ત્યાગી, કરો સતસંગ સભાગી;
તજો પ્રભુ પ્રગટ ભાવે, ચોરાશીના ફેરા જાવે. ૧૩
જમપુરી જાવું ન પડે, નરકના કુંડ ન નડે;
જખ મારે જમના દુત, ભજો પ્રભુ ધર્મના પુત. ૧૪
બીરાજે પ્રગટ આંઇ, સદા સતસંગને માંઇ;
અંતે આવે તેડવા પોતે, જાણો સૌ જનને જોતે. ૧૫

અક્ષર ને ગોલોક ધામ, તેજોમય દીવ્ય છે ઠામ;
રાખે તેમાં પોતાની પાસ, જાણી એકાંતીક દાસ. ૧૬
સુખ સુખ સુખ અપાર, દુખ નહીં લેશ લગાર;
સદા કીશોર છે કાયા, કવિ અવિનાશિ ગાયા. ૧૭

પદ ૩૨.–રાગ ઠુંમરી

દુસરો કોન દુખદાઇરે, દુસરો કોન દુખદાઇ દારા બીનુ દુ૦
ચંદ્ર ઈંદ્રકું કલંક લગાયો, સુજસ દીયો નસાઈરે;
રાવનકે દશ શિષ કટાયો, કુલ સહીત છીન માઇરે. દુ૦ ૧
શ્રૃંગી પારાસર નારદ પર્વત, સુરગુરૂ સુખદાઈરે;
લાંછન જુકત કીયે જગ સબહી વ્યાસાદિક કવી ગાઈરે. દુ૦ ૨
જોગી જતી તપસી સન્યાસી, ધ્યાનમે ધ્યાની રહાઈ;
તાકું ખ્વાર કીયે પલ છીનમે, જાનત સંત સુહાઇરે. દુ૦ ૩
ચતુરાનન પંચાનન જૈસે, જગ ઇશ્વર કહવાઇ રે;
લીન સબે ચાવા નીજ સુખમે, અબલા બળ અધીકાઇરે. દુ૦ ૪
બડે બડે સન્યાપતી લુટે, દીયે કલંક લગાઇરે;
અવિનાશાનંદ કે મન ક્રમ વચને ત્રીય સંગ તજહુ ભાઇરે. દુ૦ ૫

પદ. ૩૩

મહા બલવંત કહાયેરે, મહા બલવંત કહાયે ત્રીયા જગ મહા૦
મહાવીર જોધા અભિમાની, તાકું નાચ નચાયેરે;
મરકટ ઇવ રખત પદતલમેં, નિજમન વશ વરતાયેરે. મહા૦ ૧
ધરપતી દશરથ મહા ધનુધારી, કાલસે ઝીત કરાયેરે;
તાકું ત્રીયાકે કઇ બસ કીનો, સુત બનવાશ પઠાયેરે. મહા૦ ૨
ક્રુપીતા ધરપતી ધરની પર, સબ જગ રાજે સોહાઇરે;
લલના વશ લલચાઈકે ક્રુકે, લેશ ન પક્ષ લહાઈરે. મહા૦ ૩
માત તાત ગુરૂ વચન ન માનત, ત્રીયસંગ રહત લુભાયેરે;
નિર્લજ લાજ તજી નિત્ય રહવે, કહવે તું કરવાયેરે. મહા૦ ૪
અનંત પુરૂષ જિન બચન બરતત, સો ત્રીય બસ બરતાયેરે;
અવિનાશાનંદકે ઝીતત તાકું, નારાયણ જગ માયેરે .મહા૦ ૫

પદ. ૩૪

મુંઢકું લાગત પ્યારીરે, મુંઢકું લાગત પ્યારી ત્રીયા મન  મુંઢ૦
નાક કાન દ્રગ બદનમે વિષ્ટા, ઉદરમે અતી ઓકારીરે;
રગ રગમે પરૂ પાચ રૂધીર ભર, અસ્તિખંડ અપારીરે; મુંઢ૦ ૧
માંસ રૂધીર મલ મુત્ર રૂ મજા, લાળ લીંટ કફ ભારીરે;
વહત દ્વાર નવ વિનતા વિષ્ટા, સબહી અંગનકારીરે; મુંઢ૦ ૨
જ્યું વિષ્ટામે નિશદિન રહવે, કૃમી સુખ નીહારીરે;
ત્યું પામર સંતત પત્નીસંગ, રહવત સુખ વિચારીરે. મુંઢ૦ ૩
વિષયાસક્ત વિષયવશ હોઇ, દેખત નાંહી લગારીરે;
જ્યું પતંગ પાવક લખી પરહી, મરહી નીજ તનુ જારીરે. મુંઢ૦ ૪
દેખત સાર અસાર હે ભીંતર, કંચન ઘટ વિખવારીરે;
અવિનાશાનંદ જાણી ત્રીયા દુખમય, તજહું અષ્ટ પ્રકારીરે. મુંઢ૦ ૫

પદ ૩૫.

તજ કુસંગ ત્રીયાકો રે, તજ કુસંગ ત્રીયાકો સુમતીજન તજ૦
શ્રવણ મનન કિરતન ત્રીયાકેલી, જાની અલાભ જીયાકોરે;
તજહું વિચારી નારી દુખકારી, ભજહું નામ પીયાકોરે. તજ૦ ૧
જે જન સંગ તજે યોષિતકો, દ્વાર સો નરક ગીયાકોરે;
તે સુખ પાવે મુનીવર ગાવે, બલવંત બલ ભીયાકોરે. તજ૦ ૨
પ્રભુ મારગ રાકા શશી રાહુ, દાસકું દુખ દીયાકોરે;
સમઝી બીચારો તજહું સંગ તાકો, સત્યસિદ્ધાંત હૈયાકોરે. તજ૦ ૩
કલી કુસંગ મૂલ કારણ કાંમની, કામ કપટ કીયાકોરે;
હાવભાવ કરી હેરત નરકું, કરત અધીર ધીયાકોરે. તજ૦ ૪
સો બાતનકી એક બાતન હે, લાભ અજબ લીયાકોરે;
અવિનાશાનંદ કે ભજહું સંતત, સ્વામી સત્ય સીયાકોરે. તજ૦ ૫

પદ ૩૬—રાગ ચેતામણી.

સુણજ્યો કહું રે વાત શીખની, સારી સાંભલ્યા સરખીજી;
દુરલભ નરતન દેહને, હરિએ દિધો છે હરખીજી. સુણ૦ ૧
કોલકરાર કરી આવીયો, ગ્રભવાસેથી બારેજી;
તેરે પાંમર કેમ ભુલીયો, દુખ ઉદર અપારજી. સુણ૦ ૨

બાલ અવસ્થામાં બહુ વિધિ, ખેલ્યો ખાંતેથી ખેલજી;
દડારે ભમેડા મોઇ ડાંડીયે, રમે ભવમાં ભમેલજી. સુણુ૦ ૩
જીવ મારે બઉ જાણીને, આંણી નૈ મન મેરજી;
ભજન ભુલ્યો ભગવાંનનુ, પાપ કરે બહુ પેરજી. સુણુ૦ ૪
આવ્યું રે જોબન મદ આંણીને, શીખ્યો ફેલ અપારજી;
હોકા ગાંજા ભાંગ હેતથી, પીયે વારમવારજી. સુણુ૦ ૫
જુવે રે જવાંનીમે જુવતી, છોગાં મેલીને છેલજી;
અમલ પીયે રે અલમસ્તથી, ચાલે છકમાં છકેલજી. સુણુ૦ ૬
પાડેરે ધોતીયે પેરી પાટલી, મરડે મૂંછો વિશાલજી;
પેચ આંણી પેરે પાગડી, વાસે દેખાડે વાળજી. સુણુ૦ ૭
છકમાં ચાલે કાઢી છાતડી, વિષે વાતડી વાલીજી;
મગરૂરીમાં ચાલે મલપતો. નારી રૂપ નિહાળીજી. સુણુ૦ ૮
દારૂ માટી ચોરી દારીને, દેખી કરતો તે દાડીજી;
વિષે સારૂ વિકલ થઇ, ફરેવરતી હરાડીજી. સુણુ૦ ૯
ભુંડું કરે ને ભેટે ભાંમની, ભટકે જેમ પ્રેતજી;
લાજ ગમાવે છે લોકમાં, ફરે નીત ફજેતજી. સુણુ૦ ૧૦
લાળ ચાટે લોકલાજની, દીલ ધર્મ ન ધારેજી;
કુડ કપટ દગાઘાતથી, ઘણા જીવને મારેજી. સુણુ૦ ૧૧
માંકડ ચાંચડ મચ્છર માંખિયો, મારે મૂઢ અપારજી,
દયા રે નહીં જેના દીલમાં, ભજે નહીં ભયહારજી. સુણુ૦ ૧૨
એવાંરે કરમ કરી કેટલાં, હાર્યો જોબન હરાંમીજી;
થયો રે વૃધ્ધ ને અમલ ગયો, કષ્ટ પામે છે કામીજી. સુણુ૦ ૧૩
ઘરનાં માંણુસ સરવે ઘરડો, ડરડો કૈ તેનેજી;
ગાળું દે છે ગમારને, માર મારીને એનેરે જી. સુણુ૦ ૧૪
તો એ વિચાર્યું નહી તનમાં, મનમાં મતીમંદજી;
ખોયોરે વૃથા દેહ ખાંતથી, જાણ્યા નહી જગવંદજી, સુણુ૦ ૧૫
આવ્યોરે સમો પછે અંતનો, આધી વ્યાધી અપારજી;
લેવારે આવ્યા દુત જમના, થઇ સર્વે તૈયારજી. સુણુ૦ ૧૬

કાળપાશ બાંધી કાઢીઓ, કાયામાંથી તે વારજી;
મૂહુરતમાં મારી લૈ ગયા, જોજન નેવું હજારજી. સુણ૦ ૧૭
રાજા ધરમની આગલે, કીધો ઉભો તે પ્રાંણીજી;
ખાતાં કઢાવીને ખાંતથી, પાપ જોયું પ્રમાણીજી. સુણ૦ ૧૮
પાપ અતી પુન્ય તો રતી, મતીમંદે ન કીધુંજી;
જોઈ તપાસી જમહાથમાં, દીધો બહુ દુખ દીધુંજી. સુણ૦ ૧૯
પીધારે હોકા જેણે પ્રેમથી, ભાંગ્ય દારૂ અપારજી;
તેને રે ઉનાં શીશાં પાય છે, પાપી પાડે પોકારજી. સુણ૦ ૨૦
માટી રે ખાધી જેહ જીવની, તેના રોમ પ્રમાણજી;
પડેરે નરકના કુંડમાં, થાય જીવ હેરાનજી. સુણ૦ ૨૧
ભેટયો પરાઇરે ભાંમની, કાંમની વશ જાઈજી;
થંભ લોઢાના ધખાવીને, બાથ ભરાવે ભાઇજી. સુણ૦ ૨૨
એક વાર ભેટયો પર ભાંમની, તેને વાર હજારજી;
તમસુરમી નાંમે નરકમાં, દુખ પાંમે અપારજી. સુણ૦ ૨૩
માર્યાં જીવ જેણે જાંણીને, આંણી નઇ મન મેર્યંજી;
પડે પાપી કુંભીપાકમાં, પિડે જીવ બહુ પેર્યંજી. સુણ૦ ૨૪
ભાંડ ભવાઇ પરભાંમની, ભુંડી દ્રષ્ટીએ ભાલેજી;
ગજ રે લોઢાના ઘાલી આંખમાં, જમ બહુ દુખ આલેજી; સુણ૦ ૨૫
દૂખ દૂખ દૂખ છે અતી, રતી સુખ ન લેવાજી;
ત્રાય ત્રાય કરે પ્રાંણીયો, જોઈ જમદુત એવાજી. સુણ૦ ૨૬
સંત સાચારે સેવ્યા નહીં, સેવ્યા પાપી અસંતજી;
તેને રે સેવીને દુઃખ પામીયો, જમપુરીમાં જંતજી. સુણ૦ ૨૭
ચોરાશી હજાર ખટ લાખ છે, જાણો નરકના કુંડજી;
જુજવી તેમાં જાત્યનાં, દુખ પાંમે છે પંડજી. સુણ૦ ૨૮
કેટલેક કલ્પેરે ભોગવી, આવે નરકનો પારજી;
પડેરે ચોરાશીના ફેરમાં, પીડા અપર મપારજી. સુણ૦ ૨૯
એવુંને વિચારી કાંને સાંભલી, દુખ જમપુરીમાંયજી;
કરો સતસંગ સોયાંમણો, આવાગમ મીટી જાયજી. સુણ૦ ૩૦

અવધ ગુરૂના પ્રતાપથી, કે છે અવિનાશાનંદજી;
ભવજળ પાર ઉતારજો, સ્વામી સહજાનંદજી. સુણુ૦ ૩૧

પદ ૩૭.

સુંણજો રીતી સતસંગની, કહુ સમઝી વિચારીજી;
જે જન પાલે જક્તમાં, તરે ભવજલ ભારીજી. સુંણો૦ ૧
સતસંગ સંગ તે સંતનો, પ્રભુ પ્રગટ ઉપાસીજી;
વ્યસન વિષય વાલુ નહીં, દીલ જગથી ઉદાસીજી, સુંણો૦ ૨
એવાં લક્ષણુ જુત ઓલખી, પ્રીતે જાઇને પાસજી;
જ્ઞાન વાત સુંણી શ્રવણે, હૈયે થાય હુલાસજી, સુંણો૦ ૩
નકી નિશ્ચે કરી નાથનો, નીમ ધારે તે હાથજી;
પાંચ પાલે વત્તમાનને, કુલ કરવા સનાથજી. સુંણો૦ ૪
દારૂ માટી ચોરી નાં કરે, કરે નાંહી છીંનાલીજી;
વટલાવે વટલે નહીં, આશા અસતની ટાલીજી. સુંણો૦ ૫
પાંચ પાલે વત્તમાનને, મોટાં સતસંગ માંઇજી,
એ આદીક અગ્યાર છે, બીજાં કહું સમઝાઈજી. સુણો૦ ૬
હિંસા કરે નહીં જીવની, જાણીને હરીજંનજી;
કલંક ચઢાવે ન કોઇને, નીમ રાખીને મંનજી. સુણો૦ ૭
નિંદત નહીં કોઇ દેવને, અડે વિધવા ન અંગજી;
આતમઘાતને નાં કરે, તજે વિમુખ પ્રસંગજી. શુણો૦ ૮
વિમુખના મુખની વદી, કથા સુંણે ન કાંનજી;
દશ એક નીમ કહ્યાં કથી, જાંણો જાણુ સુજાણજી. સુણો૦ ૯
અગ્યાર નીમ પાલે વલી, તજે વ્યસન તમામજી;
હોકા ગાંજા ભાંગ ના પીયે, ખોટાં જાણી ન કાંમજી; સુણો૦ ૧૦
તમાકું ચાવે તાંણે નહીં, કેદી અફીણુ ન પીયેજી;
માઝમ આદીક કેફથી, બહુ મનમાંઇ બીયેજી. સુણો૦ ૧૧
ભાંડ ભવાઈ ભાલે નહીં, ભાવ ભરીને ભકતજી;
સાચા જાંણી ભજે શ્રી હરી, જુઠું જાણીને જક્તજી. સુણો૦ ૧૨
શૌચ તે રાખે શરીરને, નાઈ ધોઈ નેહાંનજી;
પૂજા કરે અતી પ્રેમથી, પટમૂર્તિ પ્રમાણુજી સુણો૦ ૧૩

નાઇ ધોઇ પૂંજા કરી, કરે કાંમ વેવારજી;
સંભારી ઉરમાં સાંમને, હરિજન નરનારજી. સુણો૦ ૧૪

આખો દિવસ ઘરકામને, કરે પ્રભુને સંભારીજી;
સાંઝ પડે સતસંગમાં, જાય સો નરનારી જી. સુણો૦ ૧૫
નીજ નીજ ગામમાં નાથનું, હોય મંદીર સારજી;
દરશન કરવા જાય ત્યાં, સુઠી લઇ નરનારજિ. સુણો૦ ૧૬
એકાદશી જન્માષ્ટમી, રામનોમને જાંણીજી;
વ્રત્ત કરે નર વિનતા, પ્રભુ ચરિત્ર વખાણીજી. સુણો૦ ૧૭

સાર ધાર સતસંગમાં, એવાં નેમને પાલેજી;
કાઇકિ વાચિક માનસિક, પાપ સર્વેને બાલેજી. સુણો૦ ૧૮
જ્યાંથી થયો સત્સંગ તે, ત્યાંથી એ રીતે જાણોજી;
ભજે પ્રગટ ભગવાનને, સાર ધાર પ્રમાણોજી. સુણો૦ ૧૯
જ્યારે આવે સમો અંતનો, એમ પાલતાં નીતીજી;
તારે પ્રભુ આવે તેડવા, સતસંગની રીતીજી. સુણો૦ ૨૦

રથ વેમાન ગજ પાલખી, લૈ ગરૂ ને આવે;
દયાળું તેડવા દાસને, સાથે સંતને લાવેજી. સુણો૦ ૨૧
પોતે આવે વા સંતને, મોકલે ભક્ત પાસેજી,
તેડવા કારણ તે સમે, હેત કરી હુલાસે જી. સુણો૦ ૨૨

માંખણમાંથી મુવાલાને, જેમ કાઢી લે જંનજી;
તેમ કાઢે નીજભકતને, ભાવેથી ભગવંતજી. સુણો ૨૩
પ્રારબ્ધનું જે કષ્ટ છે, તેને ભોગવે દેહજી;
જીવમાં સુખ પામે જંન તે, રખે કરતા સંદેહજી. સુણો૦ ૨૪
કાયામાંથી જીવ કાઢીને, દીવ્ય દેહ દયાલજી;
આપી પોતાના દાસને, તેડી જાય કૃપાલજી. સુણો૦ ૨૫
દેવ આવે સહુ દેખવા, ભેટું લઇ ભરી ભાવેજી;
પૂજા કરે હરિજનની, ગુણ મુખથી ગાવેજી. સુણો૦ ૨૬
ધન ધન ભાઇ તમે ધરી, ભરતખંડમાં દેહજી;
ભજી પ્રગટ ભગવાનને, સુખ પામ્યા અછેહજી. સુણો૦ ૨૭

એમ સ્તુતી નીજ સાંભળી, જાય ધામમાં જાણોજી;
અક્ષર ગોલોક નામ છે, સુખ અધીક પ્રમાંણોજી. સુખો ૨૮
દીવ્ય કીશોર સદા દેહ છે, ભોગ અનંત અપારજી;
ભોગવે ભક્ત ભગવાનના, પ્રીત્યે કરીને પ્યારજી. સુખો૦ ૨૯
સુખ સુખ સૂખ અતી ઘણું, નાંહી દુખ લવ લેશજી;
કાળ માયાનો ત્યાં કણે, નથી મનમાં કલેશજી. સુખો૦ ૩૦
અનંત બ્રહ્માંડની વારતા, ત્યાં રચો તે જાણેજી;
ડર નહીં કેનો દીલમાં, મહાસુખને માંણેજી. શુખો૦ ૩૧
સદા સ્વતંત્ર ગતિ કરે, મનવાંછીત ભોગજી;
સમીપ રહે ઘનશામની, વપુ સદા નીરોગજી. સુખો૦ ૩૨
દિવ્ય સિંઘાસન ઉપરે, સજે રાજાધીરાજજી;
પુરૂષોત્તમ પરમાતમા, મુક્ત જુકત મારાજજી. સુખો૦ ૩૩
નિજ ઇચ્છાએ નાથજી, જ્યારે ધરે શરીરજી;
ભ્રતખંડ માંહી ભાવથી, ધર્મ સ્થાપવા ધીરજી. સુખો૦ ૩૪
ભેગો લાવે આવે ભક્ત તે, મુક્ત થૈને મહંતજી;
સદા સેવે મારાજને, કરે લીલા અનંતજી. સુખો૦ ૩૫
એમ ભેલો રહે શાંમની, ભક્ત થઇ ભલી પેર્યજી;
ભટકે નહીં ભવપંથમાં, સુખસિંધુની લેર્યજી. સુખો૦ ૩૬
માઇક સુખ તજી જે ભજ્યા, પ્રભુ પ્રગટને પ્રીતેજી;
તેની રીતી કહી વરણુવી, રસમય રૂડી રીતેજી. સુખો૦ ૩૭
ભક્ત વાસનિક હોય જે, દેવલોકને પામેજી;
ભોગ ભોગવે તે ભાવથી, વાસના દુર વામેજી. સુખો૦ ૩૮
પછે પામે ધાંમ શાંમનું, નીરમલ નરનારીજી;
વર્ણુવિ સરવે વારતા, રીત શાસ્ત્રાનુસારજી. સુખો૦ ૩૯
અવધ ગુરૂના પ્રતાપથી, કવિ અવિનાશાનંદજી;
સતસંગ ફળપ્રાપ્તી કહી, સરવે સૂખકંદજી. સુખો૦ ૪૦

પદ. ૩૮—રાગ કાફીનો.

વાહામાં સો વસીયારે, અજ હરી હર આપે;
સરજે પાલે હરેરે, પોતે પ્રભુ પરતાપે. વાહા૦

ગાંમ વાંસે વાડો કોટ નગર ને, ખંડ દ્વીપ નવ સાત;
સરવેની હદ બાંધી સમજી વિચારી, સુખ કાજે સાક્ષાત;
મર્યાદાઓ નાંખીરે, પ્રીયવ્રત્તે કરી માપે. વાડા૦ ૧
પચાસ ક્રોડ જોજન પૃથ્વીની વાંસે, લોકાલોક છબીહાર;
તેની વાંસે જેને અલોક કેવાય છે ત્યાં, નથી રેતાં નરનાર;
પ્યાર કરી કોણુ રે, વાડામાં ન દુખ વ્યાપે. વાડા૦ ૨
જોગી જતી સતી વાડામાં રૈને, સાધે છે જોગ સુજાંણુ;
પશુ પક્ષી પણ રે છે વાડામાં, પર્વતે સિંધ પ્રમાંણુ;
ઝાડી ઘાટી હોવે રે. તેમાં રહીને ધાપે. વાડા૦ ૩
મોટા હોય તે સોબત રાખીને, જાવે આવે જરૂર;
નિરલજ નાગાને સોબત ન ગમે, ભમે એકીલા ભૂર;
સૂરતે ન જાંણે રે, ગાંડોતુર થયો શ્રાપે. વાડા૦ ૪
હદ મુકીને હાલે હરાંમી, કામી કપટી કરૂર,
ધૂર પડે તેના મુખમાં ધોળે, આગન્યા ભંગી અસૂર;
ધીરાને ધીકાર રે, અવિનાશાનંદ આપે. વાડા૦ ૫

## પદ ૩૯

વાડાને વગોવેરે, મનવશ ફરવાને;
હદ મુકીને હાલે રે, કુકરમ કરવાને. વાડા૦ ૧
વેદ પુર ખટ શાસ્ત્ર અષ્ટાદશ, સ્મૃતીયે વાડા વખાંણુ;
તેમાં રહી ભજે ભયહારી ભાવે, થાવે તેનું કલ્યાણુ;
લોપી તેને ચાલે રે, મનમૂખી મરવાને. વાડા૦ ૨
ચારે વરણુ ને આશ્રમ ચારે વલિ, બાવન દ્વારા કેવાયા;
મોટા પુરૂષે જે વાડા બાંધ્યા તેમાં, રહે તે સુખીયા થાય;
હરાંયાં ભાગી હાલે રે, પરાયાં અન્ન ચરવાને. વાડા૦ ૩
દેવ દનુજ નરનાગ પશુ ખગ, સરવેને વાડામાં સૂખ;
વાડો મુકીને જે વેગલો વસીયો, તે તો પાંમે ઘણું દુખ;
મુખથી શું કૈયે રે, ઠાંમ નહી ઠરવાને. વાડા૦ ૪
તીરથ વ્રત સંત સાધુની સેવા, આદિ અનાદિની રીત;

નાસ્તિક મતી અતી ખોટું કહે તે તો, પાંમર અધીક પતીત;
વિષે સુખ સારૂં રે, ધન ત્રીયા હરવાને. વાડા૦ ૫
પુરવે પામ્યા સુખ આજ જે પાંમે, ને પામશે આગે અનેક;
તે તો વાડા રૂપી આગન્યામાં રહી, કે છે કરિને વિવેક;
કવિ અવિનાસીરે, ભવજલ તરવાને. વાડા૦ ૬

॥ પદ ૪૦ રાગ ધોલ. ॥

સતસંગી આપો સૌ નાંમનું, નાંમનું નાંમનું નાંમનું રે,
સતસંગી આપો સૌ નામનું;
ભાતુ એ અક્ષર ધાંમનું રે. સત૦ ૧
પાકા હરીજન પ્રીત કરીને રે;
પાલો વચન ઘનશાંમનું રે, સત૦ ૨
રાંક રાજા અરધો સઉ આપો રે;
નથી ખરચ કાંઇ દામનું રે. સત૦ ૩
બાર મહીના એક વાર દેવું રે;
પુત્ર ત્રીયા નીજ વામનું રે. સત૦ ૪
શ્રીમુખ વચન શ્રી હરી કીધું રે;
કરવા પોતાના કાંમનું રે. સત૦ ૫
સતસંગી જે હોય, શીરોમણીરે;
ઉધરાવી દે બધા ગામનું રે. સત૦ ૬
રેંટીયો કાંતી રાંડી રાંડ ડોશી આપે રે;
વચન પૂરણકામનું રે. સત૦ ૭
હેતે કરાં જે આપે હરીજન રે;
ધાંમ પાંમે સુખધાંમનું રે. સત૦ ૮
નામ લખાવીને જે જન આપે રે;
થાશે કલ્યાણ તમાંમનું રે. સત૦ ૯
હાથો હાથે માગી શ્રી હરી લીધું રે;
હેયાની પુરવા હાંમનું રે. સત૦ ૧૦
ભક્ત થઇ જે નામનું નાપે રે;
પામે ન સુખ પરિણાંમનું રે. સત૦ ૧૧

લોભ રાખીને જે અવગુણ લેશે રે;
તેને વચન નથી કાંમનું રે. સત૦ ૧૨

જ્યાં ત્યાં ખુવે જન જુગટામાં જાંણીરે;
જાવા ચોરાશીમાં જામનું રે. સત૦ ૧૩

વેરો જાંણીને જે નહીં આપે રે;
દ્રવ્ય તેનું તો હરાંમનું રે. સત૦ ૧૪

અવિનાશાનંદ એમ શ્રીમુખ કીધું રે;
વચન ઠરવાના ઠામનું રે. સત૦ ૧૫

પદ. ૪૧

પાપમાં ધનને ખુવે, પાપી જન પાપમાં ધનને ખુવે;
પાછું વાલી નવ જુવે. પાપી૦ ૧

હોકામાં બાળે હેત કરીને રે;
કર દીપ લે પડે કુવે. પાપી૦ ૨

દારૂ પીયે દીયે દ્રવ્યને દેખીરે;
ભાંડ ભવૈયામેં ભુવે; પાપી૦ ૩

રાત્ય દિન કરે ફેલ ફતુરીરે;
દાશ એનું દ્રવ્ય દુવે. પાપી૦ ૪

ગાંજા ભાંગ્ય પીયે તાંણે તમાકુ રે;
ખાય અફીણ નાક ચુવે. પાપી૦ ૫

કરે જુવાનીમાં પાછું ન વાલેરે;
પછે બેઠો બેઠો રૂવે. પાપી ૬૦

ખોટાં કરમ કરી ખેલ મચાવે રે;
વસની કુલને વગુવે. પાપી૦ ૭

પાપીએ પાપના તન પાશ પાડયારે;
ધર્મના ચિન્હને ધુવે. પાપી૦ ૮

ભુંડા કરમમાં ભુંડું ન ભાળે રે;
ખારમાં બીજને ખુવે. પાપી૦ ૯

પ્રભુ સમંધી કરે જો પ્રાણી રે;
ઘુઘુની પેઠે ઘુઘવે. પાપી૦ ૧૦
ખોટા મારગમાં ચાલે છે ખાંતે રે;
સતસંગ કરતાં સુવે. પાપી૦ ૧૧
હરીરસ અમૃત ચાખે ન હેતે રે;
ફેલ વિષે વિખ પુવે. પાપી૦ ૧૨
અસત્યમાં દ્રવ્ય આપે અતીશે રે;
ધામ પોતાનું ધંધુવે. પાપી૦ ૧૩
સતસંગમાં વાવરતાં સઉને રે;
ટાઢ ચડે છે બહુવે. પાપી૦ ૧૪
અવિનાશાનંદ કે એવા પાપીનો રે;
છુટકો નહિ થાય મુવે. પાપી૦ ૧૫

પદ. ૪૨–દોહરા.

સુશિલ શીલ વ્રતધર સદા, કદા ન વ્યાપત ક્રોધ;
બોધ અધિક બુદ્ધિ પ્રબલ, સબલ સાર સબ શોધ. ૧
બંક નિશંક વિલોકની, લોકની ધરત ન લાજ;
કાજ અકાજ કરે નહિં, રાખી લાજ મિજાજ. ૨
વાયક સુખદાયક વદે, મદે ન અંધ મહંત;
મનમથ વ્યાપે ન મનમે, સો સાચા જગ સંત. ૩
દિલ દયા દાતા સદા, જ્ઞાંન માંન વિજ્ઞાંન;
પાસ વિનાસન દાસપ્રદ, સમતા શીલ સયાંન. ૪
નીજ ગુન મુખસે નાં કહે, લહે ન પરકે દોષ;
રોશ ન ગુનગન કોશ મુનિ, સુનિ કીર્તિ નિરદોશ.
જિનકું મિલે મુનિ જગતમે, પાપ હરત સંતાપ;
આપ આપ ગુન વિમલ અતિ, મતિ અતી ગતી અમાપ. ૬

પદ. ૪૩–કવિત.

જીવનો જગતમાંહી, જશ કરનાર જાણો,
જગપતી જેવો બિજો, જન નથી જાણુંજો;

પરમ કૃપાલુ પ્રભુ, પર ઉપકારી પોતે,
પરમ સ્નેહી પુન્ય, પરમ પ્રમાણુજો;
ધરમ ધરામે ધાર, ધરમકુમાર ધીર,
ધસી ધસી અધરમ, છેદત એધાંણુજો;
સંત ન સમૂહ સંગ, શામ સુખધામ સાર,
સરસ સુભગ કામ, કરતે સુજાણુજો. ૧

હરિ બિના હેતુ, હરિ જનનો હરખી કહું,
હર હરી હરસુત, નાંહી દ્રગ હેરહું;
ફેલી ફસી ફંદ માંહી, ફુલ્યો હી ફોગટ ફીરે,
ફાવતે કરત ફેલ, ફીરે ભવ ફેરહું;
ભવમે ભ્રમત ભારી, ભવધાર ભય જુત,
ભજ તન ભયહારી, ભાંખે રવ ભેર હું. ૨

ફાટયો ફાટયો ફંદ કરી, ફજેતીમાં ફુલ્યો ફરે,
ફેલી કરી ફેલ ફસી, ફસી ભવ ફંદસે;
છકી છકી છેક છેલ, છક માંહી છાકો છલી;
છેલ બળે છેતરીને, છાને ગાવે છંદમે;
માને નહીં મનમાંહી, મહદ રાખીને માન,
મેલી મેલ મેલે નાંહી, મતી અતી મંદમે;
અવધપ્રસાદ શિષ્ય, અવિનાશાનંદ કવિ,
કથન કથત કર, બોસ સુખકંદમે. ૩

બાત શીખ માંને નાહી, બનાઈ કહત બાત,
બલવંત બાલા સંગ, બાનક બનાયકે;
જાંમની રૂ દીન જાંમ, જીયાકું જોરાઇ જાંન,
જોરી કર જુવતી-કી, જોરે રહે જાયકે;
કરે ફેલી કામ કોક, કીડા કર કંઠ ગ્રહી,
સભામે સુનાવે બાત, ધરમ સુહાયકે;
જગતમે ગુરૂ ઐસો, ભયે અબે જાનો જંન,
ફેલી ફસે પાપફંદ, ઓરકું ફસાયકે. ૪

સંગત ન કીજે સંત, સયાંને સમઝી સબે,
ગુરૂ વરૂ જાની તજો, ભજો ભગવંતહી;
અનીત આતમ સુખ, કાજ ન આધીન રહો,
સત્ય કહો કટુ બાત, ગુરૂ ઢીગ સંતહી;
કરતા કારીતા અનુમોદિતા સાહકારી,
ભાગિ સમભાગ પાપ, પુન્યમે સિધંત હી;
અવિનાશાનંદ આપ, આનનસેં સત્ય વદે,
આનન અનીત વદે, સજે ન અનંતહી. ૫
ખાલી ખાખરેચી માંહો, ખજીનો ખણીને ખુબ,
ખરેખરો લીનો બાઈ, કરી પોતે ખાંતસેં;
ભજે તે ભજન કરી, ભયહારી ભાવ ભરી,
ભરપુર ભુવિ માંહિ, પ્રભુ ભલી ભાતસેં;
કપટ કુવર સંગ, કીનો કહુ-ક્રોડ વેર,
કપટી કુટીલ સંગ, કરીકે એકાંતસે;
મલીન ન કીધું મન, મહીપ મુગટ મની,
મહીપર મહીપતી, મોડજીયે માતસે. ૬

પદ ૪૪-છપય.

સોમસે શીતલ રૂપ, અનંગસે ઘુતિ અનુપા;
જકત ભકત સબ જાન, શીવસુત સમ સુખરૂપા;
ગુણનિધિ ગોરખ સીધ, શિરોમણીસે જગ જાને:
કવિરાજસે કાવ્ય, હુમે અતી ખૂબ સયાંને;
સુર જરાસિંધ દશશિશસે, મહિરિપુ જીતિ ઘર આનહી;
અવિનાશાનંદ પ્રભુ પ્રગટ બિનુ, સો મતિમંદ પ્રમાંનહી. ૧

પદ ૪૫

કર્ણંસુ દાંનિ કહાય, ધનાઢય કુબેરસુ ધરની;
વિધિ સમ સુજત મોજ, સૂરગુરૂ સમ શુભકરનિ;
વેદ પુરાંનાદિ ચાર, નિતી નરનાથકી જાંને;
પતંગ સરીસ પરકાશ, દીગવિજય કરી આને;

ઐસે ભયો તૌ કા ભયો, જો હરિ પ્રગટ ન જાંનહી;
અવિનાશાનંદ નિશ્ચે કહે, સો મતિમંદ પ્રમાનહી. ૨

પદ. ૪૬

ધરનીધર સમ ધીર, કાર્યમે અતી નીપુણતા;
નેક સબહી જગ જાન, ભિષ્મ સમ પરમ પુનીતા;
બંસ કિર્તિ વિસ્તાર, રૂષી કષ્યપ સમ કાવે;
ધરા ધરહિ કર બીચ, ઉડી અસમાંનમે જાવે;
ઐસો ભયો તૌ કા ભયો, જૌ હરિ પ્રગટ ન જાંનહી;
અવિનાશાનંદ નિશ્ચે કહે, સો મતિમંદ પ્રમાનહી. ૩

પદ. ૪૭

સુધા સરિશ સુખરૂપ, શ્રાંતધરસે ઉપકારી;
પરમારથ પથ ચલત, સબહિ નિજ કાજ બિસારી;
પંડિત ભોગિ પ્રસીધ, ભ્રગુસેં જકત વિદીતા;
પ્રિયવ્રત સમ પરવીન, અતી શામર્થિ કહીતા;
ઐસો ભયો તૌ કા ભયો, જબ હરિ પ્રગટ ન જાનહી;
અવિનાશાનંદ નિશ્ચે કહે, સો મતિમંદ પ્રમાનહી. ૪

પદ. ૪૮

કંચન મોલ અનૂપ, સચી સમ ત્રીયા સુહાવે;
વાંછિત ભોગવિલાસ, કર ધિવંત કહાવે;
પ્રૌઢ પ્રતાપી આપ, ખેડઆરીસુ ગજ છારે;
પ્રજા પ્રતાપિ પ્રૌઢ, યાચક ગુન સુખ ઉચારે;
ઐસો ભયો તૌ કા ભયો, જબ હરિ પ્રગટન જાનહી;
અવિનાશાનંદ નિશ્ચે કેહે, સો મતિ મંદ પ્રમાનહી. ૫

પદ. ૪૯

જાજલિસે જગ શ્રાંત, રૂષી પટ ગગન ઝુરાવે;
કામ ક્રોધ મદ લોભ, આદિ સબ શત્રુ હઠાવે;
આતમ નીષ્ટ અનુપ, ધુરજટિસેં રહે ધારી;
બિના ખાત જબ જિયત, અહં મમતા તન હારી;

ઐસો ભયો તો કા ભયો, જો હરિ પ્રગટ ન જાંનહી;
અવિનાશાનંદ નિશ્ચે કહે, સો મતિમંદ પ્રમાંનહી. ૬

પદ ૫૦.

ગ્યાંની ગૌતમ સરિસં, આઈ પદ વંદત દેવા;
જાહિ વિલોકત જકત, ભક્ત કરહિ સબ સેવા;
જાનિ બડે જગદીશ, સબહી નૃપ સેવક જાકે;
દનુજ મનુજ નરદેવ, સબહી તાકી રૂખ તાકે;
ઐસો ભયો તો કા ભયો, જો હરિ પ્રગટ ન જાનહી;
અવિનાશાનંદ નિશ્ચે કહે, સો મતિમંદ પ્રમાંનહી. ૭

પદ. ૫૧.

પંચ તપહિ તન તાપ, ગિરિવરસે પુનિ ગીરહી;
તિર્થંઅટન કરવંત, ચહુ મુખ વેદ ઉચરહી;
યજન કરત સબ જાગ, વિવિધ પુનિ યોગ શિખાવે;
જંત્ર મંત્ર સબ જાંન, ગુણ સબહી સૂર ગાવે;
ઐસે કરે સબ તબહો લગ, વૃથા પારશ્રમ કરત હે;
અવિનાશાનંદ પ્રભુ પ્રગટ બિનુ, જન્મ મૃત્યુ નંહિ તરતહે ૮

પદ ૫૨—દોહા.

સતસંગી સતસંગમેં, પુરૂષ નારિ પરમાન;
નકી પાલન નેમસો, બરનુ બિંબિધ બખાંન. ૧
પાલત નીમસો પ્રેમસેં, પ્રગટ પ્રભુકે પ્રીત;
જાવત જન જગ જીતકે, શ્રીહરિ પાસ સહીત ૨

પદ ૫૩—છપય.

હિંસા કરત ન લેશ, લેશ આમીષ ન ખાવે;
પરત્રિય તજે પ્રસંગ, મદ્ય પીવત નહી પાવે;
અડત ન વિધવા અંગ, અંગ નીજ ઘાત ન કરહી;
ચોરિમે દેત ન ચિત, કલંક ન કોઇ શિર ધરહી;
નહી નીંદત કોઉ દેવકો, બિન ખપતો નહી ખાતહે;
અવીનાશાનંદ શ્રીમુખ કયો, વિમુખ ન કથા સુનાત હે ૧

પદ ૫૪.

એહી એકાદશ નેમ, પાળે જન પ્રેમ કરીકે;
દઢ પાવત પ્રભુધામ, ફિરત નહિ ભવમે ફીરિકે;
મુક્ત ન ભોગ અતંત, વાકો કૌ નાશ ન કરહી;
કાળ કરમકે શીશ, પાવ દઇ સોઇ વિચરહી;
સુખધામ સમિપ સંતત રહે, કબહુ ન વાકો નાસ હે
અવિનાશાનંદ નિશ્ચે કહે, સોઇ એકાંતિક દાસ હે. ૨

પદ ૫૫-રાગ ગરબી.

સતસંગી બાઇને કુલટાનો સંગ ન કરવો;
પાપરૂપ જાણી પેખીને, છેટેથી પરહરવોરે. સતસંગીબાઇ૦ ૧
કુલટા નારી કુતરી જેવી, કામકળામાં પુરી;
પુરૂષ વિના પલ એક ન ચાલે, એકલી જાવે અસુરીરે. સત૦ ૨
જ્યાં બેસે ત્યાં જાણી જાણી, વાત વિષયની બોલે;
પુરૂષરૂપ શીલગુણ વખાણે, મનગમતામાં ડોલેરે. સત૦૩
ભાંડ ભવાઇયા ભુંડું ભાંખે જાણી જોવા જાવે;
અવિનાશાનંદ કે તે કુલટા એળે જન્મ ગુમાવેરે. સત. ૪

પદ ૫૬

કુલટા નારીને કુસંગ કરવામાં પ્રીતી;
પાપ કર્મમાં પ્રેમ અતીશે, રૂડી ન ગમે રીતીરે. કુલટા૦ ૧
પોતે સતસંગ લેશ ન પાળે, પાળે પતી કે પુત
તે સંગાથે કરે નીરંતર, કજીયો રાંડ કપૂતરે. કુલટા૦ ૨
રજસ્વળાનો ધર્મ ન પાળે, મનગમતામાં માલે;
ચાલે બારે વાટ નીરંતર, અંતર કામ ન વાળેરે. કુલટા૦ ૩
સાયડીની પેઠે સાંજ સવારે, ધણીનું કાલજુ સારે;
કે અવિનાશાનંદ તે કુલટા, પામે નહી ભવપારેરે. કુલટા૦ ૪

પદ ૫૭.

શંખણીયો સર્વે સતસંગ નિંદામાં સૂરી;
ધર્મવાત રૂડે નવ ધારે, પાપ કર્મમાં પૂરીરે. શંખણી૦ ૧
નાવે ધોવે નાંહી નહારી, હાથે નવ લે પાણી;
એકમાંકી તો માટી ચાટે, બોલે મુંડી વાણીરે. શંખણી૦ ૨.

લિખો જુવો માંકણુ મારે, ફેલી મેલી મનમાં;
ધણી સંગાથે કરે ધડાકા, તાંન અતીશે તનમાંરે. શંખણી૦ ૩
નારાયણનુ નામ ન લેવે, ઘરધંધામાં તાંન;
અવિનાશાનંદ કે તે શંખણી, સરજે મરીને શ્વાનરે. શંખણી૦૪

પદ. ૫૮

નિરલજ નારીને લાજ તણો નહી લેશ;
મરડ ઠરડમાં રે મલકાતી, કજીયો કરે હમેશરે. નીર૦ ૧
હાવ ભાવ કરી અંગ દેખાડે, ચટક મટકતી ચાલે;
નેણુ વેણુમાં નારી નરનાં, ઝપટી મનને ઝાલેરે. નીર૦ ૨
અંતર કામની લાય અતીશે, લેશ તૃપ્તિ નવ થાવે;
પુંશ્ચળી નારી પુરૂષ તણાં મુખ, ગુણ નિરંતર ગાવેરે. નીર૦ ૩
મોક્ષ તણી કોઇ વાત ન જુજે, સુજે નહી કામ સારૂં;
અવિનાશાનંદ કે તે અબળા, કુળનુ કરે નકારૂરે. નીર૦ ૪

પદ ૫૯

સતસંગી બાઇને સતસંગની કહુ રીતી;
પાંચ રૂડાં વર્તમાનને પાળે, પુરૂષોત્તમથી પ્રીતીરે. સત૦ ૧
પ્રાતસ્કાળે વેલી ઉઠી, નીરમળ નીરે નાવે;
શૌચ વસ્ત્ર પેરે નીજ અંગે, ગુણ ગોવીંદના ગાવેરે. સત૦ ૨
પ્રીત કરી નિત માળા પુજા, પ્રગટ પ્રભુની કરવી;
પાપરૂપ જે નારી તેની, સોબતને પરહરવીરે. સત૦ ૩
પછે કામ નીજ ઘરનું કરવું, હરિ મુરતી ઉર ધારી;
અવીનાશાનંદ કે તે અબળા, પુરૂષોત્તમને પ્યારી રે. સત૦ ૪

પદ ૬૦.

હરિજન અબળાને, હરખિ હરિગુણ ગાવા;
સાચા સંતની વાણી સુણવી, જાણી ખોટા બાવારે. હરિ૦ ૧
ભાંડ ભવાઇયા નાચે ગાવે, નાટક ચેટક થાવે;
તે ઠેકાણે હરિજન અબળા, જોવા ભૂલે ન જાવેરે. હરી૦ ૨
ચાવે નહી ચીત્ત દઇ તમાકુ, દાંત ઘસે નવ તાંણે;
પરપુરૂષ પરસંગ ન રાખે, વાત વિષય ન વખાણેરે. હરિ૦ ૩

હરિપારાયણ નિશદીન રહવે, ઘરનું કામ કરે છે;
અવિનાશાનંદ કે તે અબળા, દેખી જમ ડરેછેરે. હરિ૦ ૪

પદ ૬૧.

વિધવા બાઈની વાત વિશેષે વખાણું;
શાસ્ત્ર પ્રમાણે સમઝી વિચારી, જથામતી હું જાણુંરે. વિ૦ ૧
પુરૂષ માત્ર બ્રહ્માંડમાં સર્વે, પાપરૂપ જોઇ ત્યાગે;
એક પુરૂષ પુરૂષોત્તમ પુરણ, તે સાથે અનુરાગેરે. વિ૦ ૨
ચિત્ર વિચીત્ર ને અતી મુલવાળાં, અંગે વસ્ત્ર ન ધારે;
જુક્તાહાર વિહાર કરીને, કાંમ કુબુદ્ધી ટારે રે, વિ૦ ૩
રસ શૃંગાર તણી જે વાતો, સુણવા કાંન ન ધારે;
અવિનાશાનંદ કે તે અબળા, કુલ ઈકોતેર તારે રે. વિ૦ ૪

પદ ૬૨.

શીલવંતી નારી સતસંગ કરવામાં સૂરી;
પાપ કરવામાં પ્રેમ મલે નહીં, ધર્મ કર્મમાં પૂરીરે. શીલ૦ ૧
પુરૂષતણો પરસંગ નવ રાખે, ભાવ ભરી નવ ભાલે;
વ્રત ઉપવાસ કરીને વિનતા, કાંમ કુબુધ્ધી ટાલેરે. શીલ૦ ૨
નવ જોબન જે પુરૂષ નવીનો, રૂપાલો ધનવાંન;
જોઈ તેને ચીત નવ લલચાવે, જાણે નરક સમાંનરે. શીલ૦ ૩
આઠે પોર નિરંતર અબળા, ધ્યાન પ્રભુનું ધારે;
કે અવિનાશાનંદ તે નારી, ભવસાગરથી તારેરે. શીલ૦ ૪

પદ ૬૨.—ધનાશ્રી.

ભજો નારાયણ ધનશામ, પ્રાણી નરદેહ ધરીને. ભજો૦
જાણી મીથ્યા જગ દુખધામ. પ્રાણી૦ ૧
કાયા માયારે કાંઇ કામ ન આવે;
માનજો જાવું છે મરીનેરે. પ્રાણી૦ ૨
સુત દારા ધન સંપત સરવે;
જાવું છે મુકી જરીનેરે. પ્રાણી૦ ૩
મારૂં મારૂં કરી મૂરખ મરીઓ,
જોને વિચાર કરીનેરે. પ્રાણી૦ ૪

અવિનાશાનંદની શીખ અંતરકો;
ધારજે ધીર ધરીનેરે. પ્રાણી૦ ૫

પદ ૬૪.

તું તો આલસમાં અવરાઇ, ગાયો નહીં પ્રગટ હરીને. તું તો૦
ભૂલ્યો ભવમાં તું ભરમાઇ. ગાયો૦ ૧
વિષય વિવશ વરતે વિલખાતો;
ઠામ ન બેસે ઠરીનેરે. ગાયો૦ ૨
માહા સંકટ પામીશ નર મોટું;
ખોટુ કામ કરીનેરે. ગાયો૦ ૩
કરવું હતું તેહ કામ ન કીધું;
પીધું વિખ ભરીનેરે. ગાયો૦ ૪
અવિનાશાનંદ કહે અવિલોકિ:
ચાલજે દીલમાં ડરીનેરે. ગાયો૦ ૫

પદ ૬૫.

પાપી પાપ કર્યા માંહી તાન, સતસંગ નવ કરીયો. પાપી૦
મોટું મુર્ખાઇનું મન માન. સત૦ ૧
ધર્મ કર્મ કાંઇ ઊરમાં ન ધારે;
ભાર પાપનો શિર ભરિયોરે. સત૦ ૨
સારા સંતની શીખ ન માંની;
અધરમ ઉરમાં ધરીયોરે. સત૦ ૩
કામની કારણ કરે કપટ છલ;
દીલમાં લેશ ન ડરીયોરે. સત૦ ૪
અવિનાશાનંદ કહે દેખ વિચારી;
ફોગટ ફેરો તું ફરીયોરે. સત૦ ૫

પદ ૬૬.

થયો નાસ્તિક મતીનો મંદ, ફંદમાં ફરે ફુલ્યોરે. થયો૦
વલી નવ ભજ્યો જગવંદ. ફંદ૦ ૧
વેદ પુરાણ નવ માને પુરા;
તન ભાંડ ભવાઇયામાં ભુલ્યોરે. ફંદ૦ ૨

ચિંતામણિ મણી પારશ ચિંતમે;
કાચ ઉપલ સમ તુલ્યોરે. ફં૦ ૩
પત્રી પેખત પરદેશથી આવત;
હાણુ વૃદ્ધિમાંહી ડુલ્યોરે. ફં૦ ૪
અવિનાશાનંદ કે નરતન ખોયો;
અવસર આવ્યો તો અમુલ્યોરે. ફં૦ ૫

પદ ૬૭—દોહા.

ખર હોહિ કે કાંન ખલુ, સિંઘ હોવહિ શ્યાર;
કવિ અવિનાશાનંદ કે, લોભિ ન હોહિં ઉદાર. ૧
વૃંદલતે સુત પાવહી, નિશ્ચિત વંઝા નાર;
કવિ અવિનાશાનંદ કે, લોભિ ન હોંહીં ઉદાર. ૨
ઊખરમે અન્ન જાંમહિ, મૃગજલ જાવે પ્યાસ;
લોભિ ન હોહી ઉદાર ઉર, કહે કવી અવિનાશ. ૩
શશાશ્રૃંગકી સિખીકા, બૈઠે જો નરનાર;
કવિ અવિનાશાનંદ કે, લોભી ન હોહિ ઉદાર. ૪
બીજ બિહીન હોહિ મહિ, રસ રહીત હોહી વાર;
કવિ અવિનાશાનંદ કે, લોભી ન હોહિ ઉદાર; ૫
મરે ભરે ભંડાર તજિ, કરે ન ઊર વિચાર;
વરે ન હાથે તો વસુ, પંડિત કરો વિચાર. ૬
બિન બિચાર વૈરાગ બિન, મહિમા બિન મતિમંદ;
વરે ન તીન હાથે વસુ, કે અવિનાશાનંદ. ૭
કરજ અરી બુક્તિ કરી, કરી ગતી ફિર નાશ;
પરી હરી પરપીર પુનિ, વદે કવિ અવિનાશ. ૮
કુટિલ કુચાલિ કપટી નર, પ્રિયવાદી વદનાર;
શ્રે ઈછે સંમત લઇ, નરપતી અધમ અપાર. ૯
તર્નિ સુતા પતિ મિત્ર પિતુ, તાત પત્નિ નિરધાર;
નિજસુત અરીસુત માગિયો, પંડિત કરહુ વિચાર, ૧૦

### પદ ૬૮–રાગ ધોળ.

અરજ સુણો અલબેલડા, છોડીયો પ્રભુવાસરે; શામલીયા૦
એક વાર નરતન આપજ્યોરે. ટેક.
ઉંધે માથે માના પેટમાંરે, મલ ને મૂતરમાં નિવાસરે; શામલીયા૦
દાઝ બલે ઘણી દેહમાંરે, જઠરાગ્નિ મહાજોરરે; શામલીયા૦
કચડે કોમલ કાયે કૃમીઆંરે, ઠરવા મળે નહી ઠોરરે; શામલીયા૦
ખાટું ખારું ખાય ખાંતથીરે. જમતા જનુની જેવારરે; શામલીયા૦
પીડા ઘણી થાય પંડમાંરે, કરૂં છુ ત્રાહી પોકારરે; શામલીયા૦
બંધ જાવા નહીં બારણુંરે, અંધ નેણે નીરધારરે; શામલીયા૦
પલક કલપ સમ જાયછેરે, દુઃખનો ન આવે પારરે; શામલીયા૦
ત્રાહી ત્રાહી અતિ વેદનારે, ગહન ગતી ગર્ભવાસરે; શામલીયા૦
અવિનાશાનંદના નાથજીરે, દીન જાંણી નીજ દાસરે; શામલીયા૦

### પદ ૬૯.

અપરાધી હું ઘણો આપનોરે, નિર્લજ છુ નહી લાજરે.
કાડો ઉદરમાંથી બારણેરે, પ્રીતમ૦
જોસોમાં અવગુણ જીવનારે, ગુણનિધિ ગરીબનિ વાજરે. પ્રીતમ૦
નથી ખમાતી મે નાથજીરે, પીડા ઉદરમાં અપારરે, પ્રીતમ૦
કર્યાં કરમ ફળ પામીયોરે, નોધારાના છો આધારરે. પ્રીતમ૦
ગુણના સાગર ગુણ ભુલીયોરે, ગુણનો થયો પ્રભુ ચોરરે. પ્રીતમ૦
કાઢો તો નીકળું બારણેરે. નથી મારૂ કાંઇ જોરરે. પ્રીતમ૦
છોરૂ કછોરૂ હું તો થયોરે; છોજી તમે માને બાપરે. પ્રીતમ૦
માફ ગુના કરો મા પ્રભુરે. જાસોમાં જીવનાં પાપરે. પ્રીતમ૦
હવે ન ભુલું આ દુખનેરે, શ્રી હરી સહજાનંદ રે. પ્રીતમ૦
ઘણી થઈ ઘનયાજીરે, કે કવિ અવિનાશાનંદરે. પ્રીતમ૦

### પદ ૭૦.

સુણી અરજ એવિ સામળોરે શ્રવણે દયાનો નિવાસરે,
દયાળુ હેતે કરી હરી બોલીયારે, દયાળુ૦
વારે વારે ખોટુ તુ વદે રે જ્યારે આવે ગર્ભવાસરે દયાળુ૦
ફેલી બોલે ઘણા ફંદમાં કે નાવે તારો વીસવાસરે. દયાળુ૦

છોડયા પછી છકમાં છકીરે ચાલે છે ભુલીને ત્રાસરે. દયાળુ૦
આખ્ય જમાન તું આસમેરે, જાવુ જરૂર હોય બારરે. દયાળુ૦
સુરજ શશી સુર તે સમેરે, ચાલે બોલાવ્યા તે વારરે. દયાળુ૦
જામીન થાવો આ જીવનારે, તોય ન છોડાવુ બંધરે. દયાળુ૦
ખુટલ છે પાપી એ ખરોરે, અમને ગણે નહી અંધરે. દયાળુ૦
જેને બોલાવીયા જાણીનેરે, કરવા જામીન કીરતારરે. દયાળુ૦
અવિનાશાનંદને વાલમેરે, કાઢયો ઉદર થકી બારરે. દયાળુ૦

પદ ૭૧.

જનમ થયો જ્યારે જીવનોરે, આવ્યો ઉદર થકી બારરે,
જગતમાં ભુલાજી પ્રભુને ભૂલીયોરે. જગતમાં૦
ખોયુ બાળાપણુ ખેલમાંરે, અજ્ઞાની જીવ અપારરે. જગતમાં૦ ૧
જુવાન પણે જુલમી થયોરે, જુવતી જુવે કરી જોરરે. જગતમાં૦ ૨
ફેલ શીખ્યો બહુ ફંદનેરે, કપટી કુટીલ કઠોરરે. જગતમાં૦ ૩
વ્યસન વીષેમાં વરસીયોરે, ખોયુ જોબન ખરે ખાતરે, જગતમાં૦ ૪
લવરી વાધી ઘણી લોલતારે બુઢાપણે બહુ ભાતરે. જગતમાં૦ ૫
આધિ વ્યાધિ આવી અંગમાંરે, પાપી પામ્યો પરીતાપરે. જગતમાં૦ ૬
જોઈ આવ્યા જમ જુલમીરે, જામીન થયાતા આપરે. જગતમાં૦ ૭
દુર્લભ નર દેહ દેવનેરે, વૃથા ખોયો મતીમંદરે. જગતમાં૦ ૮
પાછો પામ્યો પીડા પ્રાણીયારે, કે કવિ અવિનાશાનંદ. જગતમાં૦ ૯

પદ ૭૧.

દુર્લભ નરતન પામી, હરાંમી ભજો હરીરે. ૧
ખોટા ગુરૂનો વિશ્વાસ કરીને, ભાગશે નહીં ભવ ખામી. હ. ૨
કરે છીનાળુને રાંડુને છેતરે, કપટી કુટીલ ઘણાં કામી. હ. ૩
દેવમંદીરમાં દેવની ન રાખે, મરજાદા લેશ ન કામી. હ. ૪
અવિનાશાનંદ એવા દુષ્ટ ગુરૂનો, ત્યાગ કરો શીરનામી. હ. ૫

પદ ૭૨.

ખોટા ગુરૂ કામ નાવે, ત્યાગી સેવો સાચા ગુરૂરે;
મોટા મોટા મુની ગાવે. ત્યાગી૦ ૧

પીચે હોકા ભાંગ ગાંજા તમાકુ, ખાંતે સુંઘે ઘણી ખાવે. ત્યાગી૦ ૨
નેમ નહી કોઇ વાતનું નકી, રાંડુને રાસ રમાવે. ત્યાગી૦ ૩
પરસ્ત્રીયા સંગ પ્રેમ અતીસે, પૂરાંણી પૂરાણ ગાવે. ત્યાગી૦ ૪
અવિનાશાનંદ જોઈ એના એધાંણુને, મુમુક્ષુ છેટે રહાવે. ત્યાગી૦ ૫

પદ. ૭૩.

સાચા ગુરૂ સુખકારી, વિચારીને સેવો વલીરે;
ભવજલ તારે અતી ભારી. વિચારી૦ ૧
અબલાનો ત્યાગ કરે આઠે પ્રકારે વિના વ્યસન અવિકારી વિ૦ ૨
ભજન વિના મુખ ભુંડું ન ભાંખે દ્રઢવ્રત નેમ રચા ધારી વિ૦ ૩
જેને મલે તેનાં પાપ જગતમાં, નાશ કરે તે નિહારી. વિચારી૦ ૪
અવિનાશાનંદ સેવે સાચા ગુરૂને, થઇને નૈષ્ટીક બ્રહ્મચારી. વિચારી૦ ૫

પદ ૭૪.

વિવેકી તે નરનારી, વિવેક કરી જાંણે વલીરે;
જ્ઞાની તે તો સુખકારી. વિવેક૦ ૧
દુધ પાણીનો દેખિ કરે નિવેડો, હંસ જેવા મનહારી. વિવેક૦ ૨
ડોલે ભેલું કરી જુદું ન પાડે, બગલા જેવા દુખકારો. વિવેક૦ ૩
સંત અસંત ભેદ જોઇને જગમાં, સાચા સેવે સંસારી. વિવેક૦ ૪
સાચા મલ્યા વિના સૂખ ન પામે, અવિનાશાનંદ કે વિચારી. વિવેક૦ ૫

પદ ૭૫.

સ્વામીનારાયણ સ્વામી, ભજો ભાઇ ભાવ ભરીરે;
ધર્મકુંવર સુખધામી. ભજો૦ ૧
અક્ષરધાંમના એજ અધિપતી, બલવંત અતી બહુનામી. ભજો૦ ૨
ભવ ને બ્રહ્માદીક ભાવે ભરીને, સેવે છે આનંદ પામી. ભજો૦ ૩
અવિનાશાનંદનો નાથ અલોકીક, જીવન અંતરજામી. ભજો૦ ૪

પદ ૭૬.

કૃષ્ન હરી સુખકારી, કલીમાં કૃપા કરીરે;
ભક્તવચ્છલ ભયહારી. કલી૦ ૧
અધમ જનને આવ્યા ઓધારવા;
વાલમ વાલ વધારી. કલી૦ ૨

અધરમ અવનિનો ટાલ્યો અતીશે;
ધર્મ એકાંતીક ધારી. કલી૦ ૩
અવિનાશાનંદ કે આવી અવનિમાં;
તાર્યા અનંત નરનારી. કલી૦ ૪

પદ ૭૭.

આવ્યા અકલ અવતારી, આનંદ ઉર ધારી અતીરે;
શામ સુંદર સુખકારી. આનંદ૦ ૧
કામ નીકંદન કરવા કલીમાં, માન મોહ નાંખવા મારી. આનંદ૦ ૨
ક્રોધ લોભ માર્યો શત્રુ અજીતને, દ્રઢ નૈષ્ટીક વ્રત ધારી. આનંદ૦ ૩
સ્વામીનારાયણ શામની ઉપર, અવિનાશાનંદ બલહારી. ૪

પદ ૭૮.

ધામ કર્યાં સુખધામી, કલિમાં કોડે કરીરે.
શ્રી સહજાનંદ સ્વામી. કલી૦ ૧
કીધું શ્રીનગર ભુજનગરમાં, ગઢપુરમાં બહુનામી. કલી૦ ૨
વરતાલ મુલીમાં જીર્ણગઢમાં, જેતલપર સુખ પામી. કલી૦ ૩
વિરાટપુર ધવલ નગરમાં, કરવા તે જન નીસ્કામી. કલી૦ ૪
અવિનાશાનંદ કરે ધામનાં દર્શન, પુરે હૈયાની હામી. કલી૦ ૫

પદ ૭૯.

કાલજાની વાત કેને કેયે, થવાની તે તો થઇ રે;
સમઝી વિચારી મન રૈયે. થવાની૦ ૧
હુંગ કર્યો તો જાંણે કરશું કમાંણી, તો એ દેવાદાર છૈયે. થવાની૦ ૨
છાપખાનું કર્યું'તું પેલું છેતરવા, તેમાં મલ્યું નહીં કૈંયે. થ૦ ૩
ખોટ ગઇ ઘણી થયા ખવાર બહુ, હવે અમે કયાં જઇએ. થ૦ ૪
કરી વિચાર મન હુંગ ચલાવ્યો, મારાજ થેને પુજાઇએ. થ૦ ૫
ગયા સોજીત્રે ગાદીએ બેસવા, હાંકી મુકયા આવ્યા ચૈએ; થ૦ ૬
મલ્યા એકલશ્રંગી વાત ઉડાડી, વાંધામાં કીર્તન ગૈયે. થ૦ ૭
હુંગ કર્યો લોકે ઢીલા પડયા હવે, ધોયા મુલા જેવા છૈયે. થ૦ ૮
મુકી સત્સંગ હવે થયા કુસંગી, ઘણા હવે મનમાં મુંઝાઇએ. થ૦ ૯
રૂધીરાય શ્રીમુખે વાત કહે છે, ખોટી નથી શાન ખેંચે. થવાની૦ ૧૦

પદ ૮૦.

કાનુડે કાંકરી મારી સૈયર, મુને કાનુડે કાંકરી મારી એ ઢાળ છે

ભામની ભવમાં ભુલાવે પુરૂષને, ભામની ભવમાં ભુલાવે;
મોટા મોટા મુની ગાવે. પુરૂષને ભાંમની૦ ૧
ત્યાગી થૈ જઈ તપ કરે વનમાંરે;
તીયાં ત્રીયા આડી આવે. પુરૂષને ભાંમની૦ ૨
ધ્યાન ધરી બેસે ધીરજ ધારીરે;
તેમાંથી તેને ડગાવે. પુરૂષને ભાંમની૦ ૩
બ્રહ્મસુખમાંથી પડે છે ભાંમનીરે;
કામની કલંક લગાવે. પુરૂષને ભાંમની૦ ૪
અવિનાશાનંદ કે આ અર્વાનમાં રે;
વિનતા વસ વરતાવે. પુરૂષને ભાંમની૦ ૫

પદ ૮૧.

ભાંમનીને જે નર ભાળે ભાવે ભરી ભાંમની૦
ચઢે ચતુર થઈ ચાલે. ભાવે ભરી૦ ૧
ભાળતાં વાત તેનું ભાંન ભુલાવે રે;
જપ તપ વ્રત તેનું બાળે. ભાવે ભરી૦ ૨
અમરીષ કન્યાનો કર જોયો નારદે રે;
મરકટ બન્યા તતકાળે. ભાવે ભરી૦ ૩
જ્ઞાનીમાં શ્રેષ્ટ ને મંન પ્રભુનું રે;
ભમ્યા ભૂમીમાં બેહાલે. ભાવે ભરી૦ ૪
અવિનાશાનંદ કે જાણીને ત્યાગી રે;
નેણું ભરિ ન નિહાળે. ભાવે ભરી૦ ૫

પદ ૮૨

કામનીનું મહાબળ કાવે જગતમાં કામનીનું૦
વેદ વ્યાસાદીક ગાવે. જગતમાં કામની૦ ૧
કોટી માણુસ જેના વરતે કહ્યામાં રે;
તેતો દાસનો દાસ થાવે. જગતમાં કામની૦ ૨

હાજી હાજી કરે હાથ જોડીને રે;
દીન થઇ પાસે રહાવે. જગતમાં કાંમની० ૩
ગર્દભની પેઠે શબ્દ ભુંકાવે રે;
મુછ ડાઢી માથુ મુંડાવે. જગતમાં કામની० ૪
અવિનાશાનંદ કે આ અવનીમાં રે;
વીનતા આંણુ વરતાવે. જગતમાં કામની० ૫

પદ. ૮૩

કામની મહા દુખકારી, વિચારિ જુવો કામની०
ખલક મલક કરે ખ્વારી. વિચારી જુવો કામની० ૧
કલંક વિનાનું હોય કુળ પ્રભુનું રે;
તેમાં કલંક કરનારી. વીચારી જુવો કામની० ૨
જેની આજ્ઞામાં રહે મોટા મોટા મુનીરે;
તે રહે તેની બહુ બીક ધારી. વિચારી જુવો કામની० ૩
ભીલડીનો વેશ લઇને ભવાની રે;
વશ કર્યો ત્રિપુરારી. વિચારી જુવો કામની० ૪
અવિનાશાનંદ કે અવલોકોરે;
ભાંમની કરે ભુંડુ ભારી. વિચારી જુવો કામની० ૫

પદ. ૮૪

ભામનીયે કંઇકિ ભુલાવ્યાં. આ ભવમાં ભામની०
વ્યાસ મુનીયે બતાવ્યા. આ ભવમાં ભામની० ૧
પુત્રીનું રૂપ જોઇ બ્રહ્માજી પોતે રે;
ધીર તજીને કેડે ધાયા. આ ભવમાં ભામની० ૨
રૂપ જોઇ મચ્છગંધાનું રૂષીવર રે;
પારાસર પાસે આવ્યા. આ ભવમાં ભામની० ૩
મોહનીનુ રૂપ જોઇ મહાદેવ મોયારે;
કામવસ વીકળ કહાવ્યા. આ ભવમાં ભામની० ૪
અવિનાશાનંદ કે નારદ પર્વતરે;
મરકટ મુખ બનાવ્યા. આ ભવમાં ભામની० ૫

પદ ૮૫

વિનતાવસ વિતરાગી રહે છે સૌ; વિનતા૦
લગની સદા એથી લાગી. રહે છે સૌ વિનતા૦ ૧
પ્રસિદ્ધ ત્યાગી તો રાખે છે પાસેરે;
ભાળે ના લેસ અભાગી. રહે છે સૌ વિનતા૦ ૨
કૈક છાંની રાખે કામનીને ત્યાગી રે;
જોતા નથી દીલ જાગી. રહે છે વિનતા૦ ૩
કૈક ત્રીયા સમ પુરૂષ તનને રે;
ભોગવે છે આજ્ઞા ભાગી. રહે છે સૌ વિનતા૦ ૪
અવિનાશાનંદ કે કૈક અંતરમાં રે;
રમણીથી હો સુખરાગી. રહે છે સૌ વિનતા૦ ૫

પદ. ૮૬

સૌ જગ વશ એણે કીધો વિચારી જુવો સૌ૦
ચાવી કુચો કરી દીધો. વિચારી૦ ૧
બ્રહ્માથી લઇને કીટ સુધી કહુરે;
પ્રેમહાયે પુરૂષ પીધો. વિચારી૦ ૨
જુવતીયે જોઇને નર જગતમાંરે;
લપટ ઝપટ કરી લીધો. વિચારી૦ ૩
દેવદનુજ કૈક મનુજ અટંકુરે;
વશ કરી રાખીયો સીધો. વિચારી૦ ૪
અવિનાશાનંદ કે અવનિમાં એનોરે;
પ્રબળ પ્રતાપ પ્રસીધો. વિચારી૦ ૫

પદ. ૮૭

નારી નયણુની ચોટે ચઢયા જે નર નારી નયણુની ચોટે;
નારી કર્યો લોટપોટે. ચઢયા જે૦ ૧
આણુ વરતાવે અવની અટંકારે;
કામનીયે બાંધ્યા તે કોટે. ચઢયા જે નારી૦ ૨

ઉતાનપાત ભૂપ દશરથ જેવારે;
લલનાના પગમાંઇ લોટે. ચઢયા જે નારી૦ ૩
કાળ કરાળ જેથી કંપે અકંપનરે;
પ્રેમદાના પગને પ્લોટે. ચઢયા જે નારી૦ ૪
અવિનાશાનંદકે એની માયામાંરે;
ખાધી મુનીયે ઘણી ખોટે. ચઢયા જે નારી૦ ૫

પદ. ૮૮

ખોટી કહે ને લાગે ખાસી, એ પ્રેમદા ખોટી૦
માયા મોટા જોગી સંન્યાસી. એ પ્રેમદા ખોટી૦ ૧
ખોટી ખોટી કહી શાસ્ત્રે વખોડી રે;
જાણી માયા સહસ્ર અઠયાસી. એ પ્રેમદા ખોટી૦ ૨
ચટક મટકતી ચાલે ચતુરારે;
હાવ ભાવ પ્રેમની ફાંસી. એ પ્રેમદા ખોટી૦ ૩
કહ્યા સુણ્યાથી સૌ ખોટી કહે છે રે;
નથી જોતા અંતર તપાસી. એ પ્રેમદા ખોટી૦ ૪
અવિનાશાનંદ કે વિનતાને ત્યાગેરે;
પ્રગટ પ્રભુના ઉપાસી. એ પ્રેમદા ખોટી૦ ૫

પદ ૮૯

પ્રેમદા પ્રભુની માયા, છે જગમાં પ્રેમદા૦
શ્રી મુખેથી ગુણ ગાયા. છે જગમાં૦ ૧
મૂળ માયા એતો જાણે છે મોટીરે;
જેને વશ સુર મુની રાયા. છે જગમાં૦ ૨
નિજ રૂપ ભુલી થયા જીવ માયાવશરે;
અગનાને ભવમાં ભુલાવ્યા. છે જગમાં૦ ૩
માયા તે તો સૌ જાણે છે માનનીરે;
જેમાં આ જીવ બંધાયા. છે જગમાં૦ ૪
અવિનાશાનંદ કે જીતે માયાનેરે;
દીનબંધુ કરે દાયા. છે જગમાં૦ ૫

પદ ૯૦.

વસ્તુ વિચાર કરી જુવો, એ જુવતીમાં વસ્તુ૦
મોઇને મૂરખ સીદ મુવો. એ જુવતીમાં વસ્તુ૦ ૧
ભાંમનીમાં હાંડ માંસ રૂધીર ભરીયુરે;
કાંમની છે નરકનો કુવો. એ જુવતીમાં વસ્તુ૦ ૨
મળ ને મુતર માંઇ મેદ ભર્યું છે રે;
લાળ લીંટ કફ ઝરે જુવો. એ જુવતીમાં વસ્તુ૦ ૩
દુર્ગંધ વસ્તુની નારી ભરી છે રે;
ખોટામાં મનખો ન ખુવો. એ જુવતીમાં વસ્તુ૦ ૪
અવનિાશાનંદ કે એ સારૂ મુરખો;
સીદને જનમ વગુવો. એ જુવતીમાં વસ્તુ૦ ૫

પદ ૯૧

નારી છે નરકની બારી, નઠારી ભારી નારી૦
જુવોને જીવમાં વીચારી. નઠારી ભારી નારી૦ ૧
રગ રગમાં પરૂ પાચ ભર્યું છે રે;
ઉદરમાં અતી ઓકારી. નઠારી ભારી નારી૦ ૨
જક્તમાં જે જીવ જાય જમપુરીયેરે;
અબળાના સંગથી અપારી. નઠારી ભારી નારી૦ ૩
વિષ્ટાના સુખમાં તે વિષ્ટાનો જીવડોરે;
આનંદ ઉરમાં વધારી. નઠારી ભારી નારી૦ ૪
અવિનાશાનંદ એમ સમઝી વીચારી રે;
સંત ગયા છે પોકારી. નઠારી ભારી નારી૦ ૫

પદ. ૯૨

સમઝીને વાત વિસ્તારી, આ વિનતાની સમઝી૦
સંત જનને સુખકારી. આ વિનતાની સમઝી૦ ૧
શાસ્ત્રમાંથી મેં તો સાંભળી જેવીરે;
તેવી રીત્યે કહી ત્યારી. આ વિનતાની સમઝી૦ ૨
કાંમી હસે તેને કામ ન આવે રે;
ખોટી લાગે દુખકારી. આ વિનતાની સમઝી૦ ૩

મોક્ષભાગી જે હસે મુમુક્ષુ રે;
અમૃતથી સ્વાદુ અપારી. આ વિનતાની સમઝી૦ ૪
અવિનાશાનંદ પદ કીધાં વિચારી રે;
ધર્મકુંવર છબી ધારી. આ વિનતાની સમઝી૦ ૫

પદ. ૯૩

કંચન કામની કહાવે વજરગાળા કંચન૦
ચઢયા વાળા ગોથા ખાવે. વજર ગાળા કંચન૦ ૧
પ્રપંચ કીધો પોતે પ્રભુવે રે;
ધીર અધીર ધરાવે. વજર ગાળા કંચન૦ ૨
એ બે ગાળામાં જે ન બંધાયા રે;
તે તો પ્રભુ સમ કાવે. વજર ગાળા કંચન૦ ૩
સાચો ભેદ જોવાને કીધો રે;
જુવે તો જગમાં જણાવે. વજર ગાળા કંચન૦ ૪
અવિનાશાનંદ કે ખોટાને ખુચસે રે;
સાચા તે દુર રહાવે. વજર ગાળા કંચન૦ ૫

પદ. ૯૪

પ્રભુની આજ્ઞા પ્રમાણે રહે જે પ્રાણી પ્રભુની૦
પડે ન પાસમાં પરાણે. રહે જે પ્રાણી પ્રભુ૦ ૧
કંચન કામનીના પાસમાં જે નાવે રે;
વેદ તેના ગુણ વખાણે. રહે જે પ્રાણી પ્રભુ૦ ૨
ખોટુ જાણી સુખ ત્યાગે જે ખાંતે રે;
મહાધામમાં સુખ માંણે. રહે જે પ્રાણી પ્રભુ૦ ૩
કંચન કામની તેને શું કરસે રે;
આજ્ઞા પ્રભુની ઉર આણે. રહે જે પ્રાણી પ્રભુ૦ ૪
અવિનાશાનંદ પ્રભુ પ્રગટ પ્રતાપે રે;
મારગે ચઢયો છે આ ટાણે. રહે જે પ્રાણી પ્રભુ૦ ૫

પદ ૯૫—રાગ વસંત.

આજ વસંત આવ્યો મારી આલી, ધરમધામ ચલો જાઇયે;
શ્રી ઘનશ્યામ સંઘાથે સજની, રંગકી ધુંમ મચાઇયે. આજ૦ ૧

અબીલ ગુલાલ લિયો અલબેલી, કર કંચન પીચકારી;
અરસ પરસ રમીયે અતી રંગમે, ધીરજ ઉરમાં ધારી. આજ૦ ૨
કંચન ઘટમાંહી વારિ ભરીને, અબિલ ગુલાલથી રંગી;
આંબા મોરને ઉભી ધરીને, રમીયે રંગ ઉમંગી. આજ૦ ૩
લાલન મુખ નિરખિ હરખિને, વસંત વધાવિયે આલિ;
અવિનાશાનંદના નાથની સંગે, રંગ રમીયે મતવાલી. આજ૦ ૪

## પદ ૯૬

વસંત ૠતુ આવ્યો અલબેલા, રંગ રમીયે રસ રીતે;
પરસ પરસપર પ્રીતમ પ્યારા હરી રમીયે રંગ હીતે. વસંત ૧
ધુમ મચાવે ધરમસુત ધાઇ, ખાંતે કરી રંગ ખેલો;
કસ્તુરી કેસર કેસુનો, રંગભીના રંગ રેલો. વસંત ૨
આલસ ત્યાગ કરો અવિનાસી, સુખરાશી મારા શામ;
કાંમ પૂરણ કરો કરૂણા કરી, આનંદ કંદ અકાંમ. વસંત ૩
પ્યારીનાં વચન સુણી પાતળીયો, સજ્જ થયા સુખકારી;
અવિનાશાનંદ શાંમ છબી ઉપર. તન મન ધન બલિહારી. વસંત ૪

## પદ ૯૭

વસંત જાણી વૃષ નંદનવાલો, વસન વસંતી ધારી;
કચ્છ વાળી કટી બાંધી કમળદગ, કરમે લીધી પીચકારી. વસંત ૧
ધરમ ધામ મધ ધુંમ મચાવત, ધરિ ધરિ ધરમનો લાલો;
રંગ નાંખી અતિ અબિલ ઉડાડે, મોહનવર મરમાળો. વસંત ૨
રંગમે રસબસ રોલી રસીલે, ગર્ક કર્યા રંગ રેલી;
કીચ મચાવ્યો કમલદગ જાણે, ભાદર માસની એલી. વસંત ૩
રંગ રમાડી અતિ અલબેલો, છેલો ફગવા આપે;
અવિનાશાનંદનો નાથ વિહારી, જનમ મરણ દુઃખ કાપે. વસંત ૪

## પદ ૯૮

છેલ વસંત ખેલે છપૈયામેં, સુઘર રંગભરેલો;
સંત મંડલ સાથે સુખકારી, અલખ પુરૂષ અલબેલો. છેલ૦ ૧
કુંકુંમ જાવક રંગ કેસરી, પ્રીતમ ભરી પીચકારી;

છિરકત શામ સખાપર છેલો, અલબેલો અવતારી. છેલ૦ ૨
બહુનામી બહુ ખેલ કરીને, નારાયણસર માંઇ;
સ્નાન કરે સહુ સંત સંઘાથે, શાંમ સુંદર સુખદાઇ. છેલ૦ ૩
પુરૂષપુરાંન પુરાતન પ્રીતમ, સ્નાંન કરી સુખ આપ્યું;
અવિનાશાનંદને નાથ અમારૂં, દાસ જાંણી દુઃખ કાપ્યું. છેલ૦ ૪

પદ ૯૯.–રાગ ગરબી.

નંદના નાનકડા નીલંજ છોરા, કેમ રોકો પરનારી રે;
કેમ રોકો પરનારી ગીરધારી, કેમ૦ ૧

દાડિ ઉઠીને અમે જાઇએ ગોકુલથી, મૈ વેચવા મૈયારીરે;
મૈ વેચવા મૈયારી ગીરધારી. કેમ૦ ૨

અલવ કરીને આવિ અચાનક, હાર નાં તોડો હજારીરે;
હાર નાં તોડો હજારી ગીરધારી. કેમ૦ ૩

અમે જઇ કેશુ કંસની આગે, થાશે ફજેતી ભારી રે;
થાશે ફજેતી ભારી ગીરધારી. કેમ૦ ૪

હાંસ અતી જો હોયે હૈયામાં, પરણો પ્રીતમ જૈ પ્યારી રે;
પરણો પ્રીતમ જઇ પ્યારી ગીરધારી, કેમ૦ ૫

અવિનાશાનંદના સ્વામિ શામલીયા, મેલોને કેડ અમારી રે;
મેલોને કેડ અમારી ગીરધારી. કેમ૦ ૬

પદ ૧૦૦.

મૈડ ઘણો મૈયારી છે મનમે, મૈડ ઘણો મૈયારી રે;
ધીરે રે નાંખુ ઉતારી ધુતારી. મૈડ૦ ૧
વાતનિ વાતમાં બલ બહુ ભાંખો, કંસ તણો તું નઠારી રે;
કંસ તણો તું નઠારી ધુતારી. મૈડ૦ ૨
આજ કાલમાં જાંણુ કંસ રાજાનો, વંસ નાખિશ હું મારી રે;
વંસ નાંખિશ હું મારી ધુતારી. મૈડ૦ ૩
દાણુ દિધા વિના જાવા ન દેવું, કોટી ઉપાય કર પ્યારી રે;
કોટી ઉપાય કર પ્યારી ધુતારી. મૈડ ૦ ૪

વાર લાગે કેમ માંને ન વિનતા, હેને તું રીત અમારી રે;
હેને તું રીત અમારી ધુતારી, મેડ૦ ૫
અવિનાશાનંદ કે જોર કરીને, મઈની મટુકી ઉતારી રે;
મઇની મટુકી ઉતારી ધુતારી. મેઠ૦ ૬

## પદ. ૧૦૧

પ્રીતે કરી પ્યારે ગોરસ પીધું, પાયું ગોવાલને પ્રીતે રે;
પાયું ગોવાળને પ્રીતે રૂડી રીતે, પાયું૦ ૧
ગોપ તણી કરી ગોવાલ મંડલી, હરી ગોરસ પાય હીતે રે;
હરી ગોરસ પાયે હીતે રૂડી રીતે, પાયું૦
બિજું વધુ તે તો નાખ્યું ઢોલીને, ભાગી મટુંકી ભીતે રે;
ભાગી મટુંકી ભીતે રૂડી રીતે. પાયું૦ ૩
હાર તોડયો નાંખિ હાથ હૈયા પર, અતી કરીને અનીતે રે;
અતી કરીને અનીતે રૂડી રીતે. પાયું૦ ૪
ગાલ ઉપર માર્યા ગોવિંદે ગુલછા, ચાંનક લગાડી ચીતે રે;
ચાંનક લગાડી ચીતે રૂડી રીતે. પાયું૦ ૫
અવિનાશાનંદને સ્વામિ શામલીયે, કરી પોતાની ઝીતે રે;
કરી પોતાની ઝીતે રૂડી રીતે. પાયું૦ ૬

## પદ ૧૦૨

હાવ ન ફાવ્યો દેખીને વિનતા, રાવે ગઇ વિલખાઇ રે;
રાવે ગઇ વિલખાઇ સુખદાઈ, સુંણો જશોદા માઇ રે. હાવ૦ ૧
આજ સવારે હું જાતીતી એકલી, મટુકી ભરી મૈમાઇ રે;
મટુંકી ભરી મૈમાઇ સુખદાઇ, સુંણો૦ ૨
જાતાં મારગમાં જોઇ મુને જીવને, રોકી અચાનક આઇ રે;
રોકી અચાનક આઇ સુખદાઇ, સુણો૦ ૩
મુખ થકી બોલ ફેલ બોલીને મોહન, મનમાં કરી મસ્તાઇ રે;
મનમાં કરી મસ્તાઇ સુખદાઇ, સુણો૦ ૪
મટુકી ફોડી મોહને પીધું, હાર તોડયો હરખાઇ રે;
હાર તોડયો હરખાઇ સુખદાઇ. સુણો૦ ૫

અવિનાશાનંદના સ્વામિની લીલા, કેતાં તે ગોપી લજાઇ રે;
કેતાં તે ગોપી લજાઇ સુખદાઈ, સુણો૦ ૬

પદ ૧૦૩ રાગ કાફી.

સખી અમને વાલો શામશરીર, વાલો શામશરીર; સખી૦
નીજ સખા સંગ શાંમ મનોહર, ખેલે છે જમુનાંને તીર; સખી૦ ૧
રાસ રમે રસીયો રંગભીનો, ગોપી સંગે બલવીર; સખી૦ ૨
રમે અલોકીક રમત રસીલો, નિરખી થંભ્યા નદીનીર; સખી૦ ૩
અવિનાશાનંદના નાથની શોભા, ભાલી ભાગે ભવભીર. સખી૦ ૪

પદ ૧૦૪

હેલિ મેતો જોયા હરી સુખદેણુ; હેલી૦
પાઘ શોભે શિર અજબ પેચાલી, કાજુ કમલદલનેણુ; હેલી૦ ૧
કરડી ભ્રકુટી દેખી કાલ કંપે, બોલે મધુર સુખવેણુ. હેલી૦ ૨
ચટક ચટક ચાલે ચાલ ચતુરવર, દેખી થયું મન મેણુ; હેલી૦ ૩
અવિનાશાનંદ કે રહો ઉર આઈ, કાન કુંવર સુખ કેણુ. હેલી૦ ૪

પદ ૧૦૫

બેની મેંતો દેખ્યા શામ સુજાંન; બેની૦
મોરલી મધુરી વગાડે છે મોહન, શોભે છે ભીને વાન; બેની૦ ૧
અજબ અલોકીક રાગ આલાપી, ગાવે છે નૌતમ ગાન; બેની૦ ૨
નૌતમ ખ્યાલ કરી નટનાગર, તાલી પાડે તોડે તાંન; બેની૦ ૩
અવિનાશાનંદના નાથની મુર્તિ, ભાલી ભૂલી તન ભાન. બેની૦ ૪

પદ ૧૦૬

નિરખ્યા મોહનલાલ, આલી મેં તો નિરખ્યા.
મંદ મંદ મુખ હાસ મનોહર, હસે છે દીન દયાળ. આલી૦ ૧
શામ સુંદર વર સખાની સંગે, ખાંતે કરી કરે ખ્યાલ. આલી૦ ૨
શામ સુંદર હાથ ઝાલી સખાનો, ચાલે છે ચંચળ ચાલ; આલી૦ ૩
અવિનાશાનંદના નાથની શોભા, નિરખી થઈ છું નીહાલ. આલી૦ ૪

પદ ૧૦૭—રાગ ભૈરવી.

બગીચાંમે મીલે બલવીર, બલાજી મોયે: બગી૦
તરૂન શામ સંગ તરૂન ઉમંગ ભર, સોહત આલન ભીર. બ૦ ૧

મરમકી બતીયાં કહી કર છતીયાં, ડાર્યો પ્રીતમ હરપીર. ભ૦ ૨
નિપટ ઝપટ કરી કપટ કુટીલ પીયા, ફાર્યો ચતુરવર ચીર. ભ૦ ૩
અવિનાશાનંદના નાથ કર પકરી, ઝકઝોરી જમુનાકે તીર. ભ૦ ૪

પદ ૧૦૮

ભલાજી મેં તો બગીયાંમે અબ નહીં જાઉં, સખીરી મેં તો૦
જબ જાઉં બગોયાં, અઇ શાંમ અગિયાં, પકરત પ્રીતમ પાંઉં ૧
રોકત ગેલ છેલ રંગીલીનો, લાલન નિરખી લજાઉં. સ૦ ૨
નિરલજ લાજ કાજ તજી આવત, ડગીયાં ભરત ડરાંઉં. સ૦ ૩
અવિનાશાનંદકે નાથકી કરની, બરનીમે કાસુ સુનાંઉં. સ૦ ૪

પદ ૧૦૯

એરિ એરિ સોહે બગીયામે બાલમ મોર; એરિ૦
બગીયાં કે કુલકી પગિયાં શિરન પર,
ઝુક રહી જોબન જોર. એરિ૦ ૧
કુલન હાર બાજુબંધ ગજરા;
લટકત કુલન તોર. એરિ૦ ૨
મુખ મુફ્કાત આત મનમોહન;
ગાતહી નંદકીશોર. એરિ૦ ૩
અવિનાશાનંદના નાથ ચીતવની મે;
લેવત ચીતવા ચોર. એરિ૦ ૪

પદ ૧૧૦

આવત આલી બગીયનસે બ્રજરાજ; આવ૦
નીલમની સમ તન દુતી નાતમ, નાતમ બસન સમાજ. આ૦ ૧
બંસી અધર ધર કનક કટક કર, ગીરધર ગરિબનિવાજ; આ૦ ૨
ગ્વાલ બાલ સંગ બાલન આવત, નિરખત રતીપતી લાજ. આ૦ ૩
અવિનાશાનંદ અજબ છબી નીરખી, જનમ સુફલ કીયો કાજ. ૪

પદ ૧૧૧—રાગ જંગલો.

પનઘટપર રોકત સાંવરીયો, પનઘટ પર રોકત સાંવરીયો.
જલ ભરન દેત નહીં કેસી કરૂં. પન૦
છોટ છોટ લઇ ગ્વાલન છોરન, ઝગરત જોરે બાવરીયો. જ૦ ૧

લપટ ઝપટ કરી કર છતીયનમે, ડારત છેલ ઉતાવરીયો. જ૦ ૨
ગગરી ફોરી તોરી કંચુકસ, ચુંબત મુખ ઇછાવરીયો; જ૦ ૩
અબિનાશાનંદ કે નાથ ફીરતહે, ગેલ પેરી પગ પાવરીયો; જ૦ ૪

પદ ૧૧૨

સુન સજની રજની મુખ લખિ કે,
મે ભરન ગઈતી જમુના પાંની રે; સુન૦
જબ જાની મોહે છેલ ગુમાંની;
આઇ ચતુર ચુનર તાંના રે. સુન૦ ૧
કર સંગ કર છતીયન સંગ છતીયન;
મુખ સંગ મુખ મૃદુ મુસકાંની રે. સુન૦ ૨
સબહી અંગ સંગ અંગ મીલાયકે;
સુખ દીનો અતી સુખદાંની રે. સુન૦ ૩
અવિનાશાનંદ કે, અજબ લાલકી,
લીલા લખીકે લલચાંનીરે. સુન૦ ૪

પદ ૧૧૩

મોય આઈ મીલો મોહન મગમે;
દ્રગમે દ્રગ જોરત જોરી હરી. મોયે૦
મોર મુગટ મકાક્રત કુંડલ;
લલીત ચ્યાલ સબ લિયે લગમેં. મોયે૦ ૧
શાંમતાંમ રસ દામ સુભગ તન;
નૌતમ ભૂખ નજરે ન ગમે. મોયે૦ ૨
પુરૂષ પુરાંન પુરાંન પુનીત પુનિ;
જશ જાકો ગાવત જગમે. મોયે૦ ૩
અવિનાશાનંદ અજબ પીયાકી;
દેખી છબિ ધારત દ્રગમે. મોયે૦ ૪

પદ ૧૧૪

છેલ છુવત મોરી છતીયાં, બતીયાં કહી મરમકી આલમવા; છેલ૦
લરકન લેવનકે મીસ લાલન, ઘન બરનઘન ઉર ઘતીયાં. છેલ૦ ૧
ખુશ કર છતીયાં છેલ ગુમાંની, તાંની ચુંનર જાંની જતીયાં. છેલ૦ ૨

કર નખ છેદત ઉર જ કઠીન પર, પ્રીતમ પાંન ગયો પતીઆં છે૦ ૩
અવિનાશાનંદ આનંદ આપત, કાપત દુખ સુખકર અતીઆં. છે૦ ૪

પદ ૧૧૫—રાગ ગરબો.

અક્ષરધાંમથી આવીયા, સહજાનંદ સુખધામ, પ્રગટયા પુરવમાં;
દુરવાસાના શ્રાપથી, નરનારાયણ નામ. પ્રગ૦ ૧
અવધપુરીની પાસમાં, ગુણનિધિ છપૈયા ગામ; પ્રગ૦
ધર્મ થકી ભક્તિ વિષે, સુંદર છબી ઘનશાંમ. પ્રગ૦ ૨
અઢારસો સાડત્રીસના, મનહર ચૈતર માસ; પ્રગ૦
શુકલ પક્ષ નૌમિ દીને, જનમ્યા જકતનિવાસ. પ્રગ૦ ૩
જય જય વાંણી ઓચરે, બ્રહ્મા ભવ સુરરાય; પ્રગ૦
ગાંધ્રવ ગાવે અપછરા, પુષ્પની વૃષ્ટી થાય. પ્રગ૦ ૪
ગગન મગન ગજ ગામની, ભાંમની કરીને ભાવ; પ્રગ૦
આશીશ વાંણી ઓચરે, નિરખી નૌતમ નાવ. પ્રગ૦ ૫
કૌકીલવયણી[1] કાંમની, દાંમની[2] સરખી દેહ; પ્રગ૦
કર કંચન થાલી ભરી, ગાવે ગીત સ્નેહ. પ્રગ૦ ૬
આનંદ ઓચ્છવ થાય છે, ગાય છે સુંદર ગીત; પ્રગ૦
મુખ જોઇ માવા તણું, સૌને વાધે પ્રીત. પ્રગ૦ ૭
દુંદુંભી વાગે અતી ઘણાં, શરણાઇયોનો શોર; પ્રગ૦
ભુસુર ભાવેથી ભણે, જીવો ધર્મકીશોર. પ્રગ૦ ૮
માત પીતા જોઇ મૂરતી, અંતર હેત અપાર; પ્રગ૦
લાડ લડાવે લાલને, જાંણી જગ આધાર. પ્રગ૦ ૯
દીન દીન વધતા જાય છે, બાલશશી અનુસાર; પ્રગ૦
સુખ આપે સૌને હરી, દેખી જગદાધાર. પ્રગ૦ ૧૦
છઠ્ઠે દીને આવીયા, મારવા ગ્રહ વિકરાલ; પ્ર૦
વામનયણ* કરી વાલમે, નાશ કર્યો તત્કાલ. પ્રગ૦ ૧૧
પ્રબલ પ્રતાપી જોઇને, પ્રેમવતી નીજ માત; પ્ર૦
પુરૂષોત્તમ સુત જાંણીયા, જનમ્યા જગ વિખ્યાત. પ્રગ૦ ૧૨

---

૧ કોયલના જેવા સરવાળા. ૨ વીજળી. * કરડી આંખ.

નામ કરણને કારણે, આવ્યા મુનિ મારકંડ; પ્ર૦
કૃષ્ન હરી હરીકૃષ્ન તે, પાડયાં નામ પ્રચંડ. પ્રગ૦ ૧૩
નિત નિત લીલા બહુ કરે, બાલ લાલ અનુસાર; પ્ર૦
શેશાદીક કેતાં થકે, પામે નહીં કોઇ પાર. પ્રગ૦ ૧૪
પુર બાલક લે પ્રેમથી, નારાયણસરે નાય; પ્ર૦
ખેલ કરે ખાંતે કરી, મહીમા મુનિવર ગાય. પ્રગ૦ ૧૫
તીજે વરસે આવિયો, કાલીદત્ત કઠોર; પ્ર૦
મોહ પમાડી મારીયો, તેને ધર્મકિશોર. પ્રગ૦ ૧૬
એ આદીક લીલા બહુ, કરતા બાલક રીત; પ્ર૦
દરશન કરવા દેવતા, આવે જાવે નીત. પ્રગ૦ ૧૭
ધન ધન છપૈયા ધામને, જનમ ધર્યો જગદેવ; પ્ર૦
પાર વેદ પામે નહીં, મહીમા કહે માહાદેવ. પ્રગ૦ ૧૮
આઠમે વરસ પામીયા, ઉત્તમ ઉપવિત સાર; પ્ર૦
બ્રહ્મ નેષ્ટીક વ્રત ધારીયું, તારવા જીવ અપાર. પ્રગ૦ ૧૯
બાલ ક્રીયા બહુનાંમીએ, તજી દીધી તતકાલ; પ્ર૦
નિરવેદી થયા નાથજી, જગથી જન પ્રતીપાલ. પ્રગ૦ ૨૦
માત પીતાને આપીને, નીજ સ્વરૂપનું જ્ઞાન; પ્ર૦
લૌકિક ભાંન ભુલાવિને, રાખ્યાં પાસ નેદાંન. પ્રગ૦ ૨૧
વરશ એકાદશે વાલમે, કીધો ઘરનો ત્યાગ; પ્ર૦
મહાવનમાં ચાલ્યા એકલા, પાંમી માહા વૈરાગ. પ્રગ૦ ૨૨
દંડ કમંડલ હાથમાં, કટી પર કટીનો બંધ; પ્ર૦
કૌપીન જુત પટ ધારીયું, તારવા નર ત્રીય અંધ. પ્રગ૦ ૨૩
જલગરણું જગનાથજી, રાખ્યું પોતા પાસ; પ્ર૦
માલા તુલસીની બેવડી, હરીએ પેરી હુલાસ; પ્રગ૦ ૨૪
ધર્મનંદ મૃગચર્મને, ધાર્યું હેતવધાર; પ્ર૦
ચાર સારનો ગુટકો, રાખ્યો પાસ ઉદાર. પ્રગ૦ ૨૫
વિશ્નું બાલ મુકુંદનો, બટવો કંઠ પ્રદેશ; પ્ર૦
ધાર્યો દ્રઢ કરી શ્રી હરી, માથે કુંચીત કેશ. પ્રગ૦ ૨૬

ઉપવીત શ્વેત ઓપી રહ્યું, વામ ખભા પર સાર; પ્ર૦
એવે વેશે ચાલીયા, કરવા જીવ ઉધાર. પ્રગ૦ ૨૭
એકાએકી વિચરે, મહા વન ઘોર મોઝાર; પ્ર૦
મનુષ્ય કોય જાવે નહીં, ત્યાં ફરે ધર્મકુમાર. પ્રગ૦ ૨૮
સુરા ગાયું સુરભી, ગજ ગેંડાનાં વૃંદ; પ્ર૦
સારદૂલ સિંઘ બિહામણાં, બિચરે સહજ સ્વચ્છંદ. પ્રગ૦ ૨૯
જયાં જયાં જીવન વિચરે, ત્યાં મૃગવૃંદ અપાર; પ્ર૦
ઘેરી વલે ઘનશાંમને, પાસે રે કરી પ્યાર. પ્રગ૦ ૩૦
પશુ પક્ષી અતી પ્રીતથી, સેવ કરે સુખરૂપ; પ્ર૦
જે જેથી જેમ થાય છે, તે તેમ કરે અનૂપ. પ્રગ૦ ૩૧
તાપ જોઈ તરણી તણો, પક્ષીગણ કરે છાય. પ્ર૦
ભૂખ લાગે ભગવાંનને, સુરભી ત્યાં પય પાય; પ્રગ૦ ૩૨
ગજ ગોવિંદને જોઇને, ફલ લાવે કરી પ્રીત; પ્ર૦
જમાડે જીવનપ્રાંણને, ભાવ ભરી નીત નીત. પ્રગ૦ ૩૩
પશુ પક્ષી સેવા કરે, દેખી દીનદયાલ; પ્ર૦
મનુષ્ય કરે તેમાં શું કહું, એવા જન પ્રતિપાળ. પ્રગ૦ ૩૪
જલચર* [1]થલચર જીવને, આપતા સુખ અપાર; પ્ર૦
પુલહાશ્રમ પોતે ગયા, તપ કરવા તૈયાર. પ્રગ૦ ૩૫
ગંડકી નદીમાં નાઇને, ત્રણ વખત જગત્રાત; પ્ર૦
ઉગ્ર તીયાં તપ આદર્યું, બહુનામી બલભ્રાત. પ્રગ૦ ૩૬
અતીશે તપ જ્યારે કર્યું, આવ્યા અર્ક તે વાર; પ્ર૦
પ્રાર્થના કરી પ્રેમથી, જાંણી જગ આધાર. પ્રગ૦ ૩૭
શા કારણ કરો શ્રી હરી, તપ તમે શાંમ શરીર; પ્ર૦
દાસ તમારો દેખીને, આંણો મેહેર લગીર. પ્રગ૦ ૩૮
વચન સુણી માર્તંડનાં, બોલ્યા ધર્મકુંમાર; પ્ર૦
ચિંતા ન કરો ચીતમાં, નીજ ઇચ્છીત નીરધાર. પ્ર૦ ૩૯
હું કરૂં તપ તનને વિષે, દેવાને ઉપદેશ; પ્ર૦

---

* જળમાં રહેનાર ૧ સ્થળ ઉપર રહેનાર.

જોગી તપ જ્યારે કરે, જીતે કાંમકલેશ. પ્રગ૦ ૪૦
ધરપર ધર્મને ધારવા, આજ ધર્યો અવતાર; પ્ર૦
હું જ્યારે તપ આદરૂં, સૌ કરશે નરનાર. પ્રગ૦ ૪૧
વચન સુંણી વૃષનંદના, અકં ગયા નિજ સ્થાન; પ્ર૦
તપ પૂરણ કરી ચાલીયા, ઉત્તરમાં ભગવાંન. પ્રગ૦ ૪૨
ખરવટ ખેટ ઉલંઘતા, હીમાલાની પાસ; પ્ર૦
ઘણા દીવસ ફરી શ્રી હરી, પુરી મનની આસ. પ્રગ૦ ૪૩
દેખી વનમાં એકલા, જોગી નામ ગોપાલ; પ્ર૦
વરશ દિવસ રહી વાલમે, જોગ સાધ્યો તત્કાલ. પ્રગ૦ ૪૪
સીદ્ધ ગતી તેને આપીને, ચાલ્યા ચંચલ ચીત; પ્ર૦
સીરપુર શેહેરમાં આવીયા, પુરૂષોત્તમ કરી પ્રીત. પ્રગ૦ ૪૫
માન હર્યું ત્યાં સિદ્ધનું, પોતે પ્રબલપ્રતાપ; પ્ર૦
સીદ્ધવલ્લભને સાધીને, શિષ્ય કર્યો જગવ્યાપ પ્રગ૦ ૪૬
માસ ચાર રહી ચાલીયા, પિબેક વામી પાસ; પ્ર૦
જીતી તેને જગપતી, કીધો નીજનો દાસ. પ્રગ૦ ૪૭
પરવત નવલખો પેખવા, આપ ગયા અવિનાસ; પ્ર૦
નવલખ જોગીને ભેટીયા, હૈયે કરી હુલાસ. પ્રગ૦ ૪૮
ત્યાંથી ચાલ્યા નાથજી, બાલવા નામે કુંડ; પ્ર૦
દરશન દૈ દયા કરી, માર્યો પાપી ઝુંડ. પ્રગ૦ ૪૯
ગંગાસાગર સંગમે, ગયા ગુણભંડાર; પ્ર૦
સ્નાંન કરી ખાડી તરી, દેખ્યા કપીલ ઉદાર. પ્રગ૦ ૫૦
પુરૂષોત્તમ પુરી પ્રીતથી, પોત્યા પ્રાણઆધાર; પ્ર૦
દશ મહીના રહી દેખીને, ટાલ્યો ભૂમીભાર. પ્રગ૦ ૫૧
દક્ષીણ દેશનાં દેખીયા, તીરથ અપરંમપાર; પ્ર૦
મહી સાભર રેવા તરી, આવ્યા ગુજર પાર. પ્રગ૦ ૫૨
ભયહારી ભીમનાથમાં, આપ ગયા અખિલેશ; પ્ર૦
ગુણસાગર ગોપનાથમાં, આવ્યા વરણીવેશ. પ્રગ૦ ૫૩
પંચતિર્થિ પુરી કરી, લોજ ગયા વૃષલાલ; પ્ર૦

અગણીત જીવ ઓધારવા, ત્યાં રહ્યા દીનદયાલ. પ્રગ૦ ૫૪
એવિ રીતે શ્રી હરી, સાત વરસ એક માસ; પ્ર૦
વન પરવતમાં વિચર્યા, વિશ્વ સુખદ અવિનાસ. પ્રગ૦ ૫૫
જ્યાં જ્યાં જીવન વિચર્યા, ત્યાં ત્યાં ધર્મ અનૂપ: પ્ર૦
સ્થાપન કીધો નાથજી, પાપ ટાલી દુખરૂપ. પ્રગ૦ ૫૬
અતી વૈરાગ્યના વેગથી, કોઇ ટકે નહીં પાસ; પ્ર૦
એકાએકી વિચર્યા, મહા વનમાં અવિનાસ. પ્રગ૦ ૫૭
દાસ ઉપર દયા કરી, દેવા દરશન દાંન; પ્ર૦
અગણીત જીવને તારવા, લોજ આવ્યા ભગવાંન. પ્રગ૦ ૫૮
રામાનંદ સ્વામિ મલ્યા, ઓધવનો અવતાર; પ્ર૦
લીધી દીક્ષા તે થકી, મનહર ધર્મકુમાર. પ્રગ૦ ૫૯
શુભ ગુણ સાગર જોઇને, શિષ્ય અતી સુખધામ; પ્ર૦
અવતારી અવતારના, જાંણ્યા પૂરણકાંમ. પ્રગ૦ ૬૦
ધર્મની ધુર તે સોંપીને, સ્વામી રામાનંદ; પ્ર૦
બદ્રીકાશ્રમમાં ગયા, શ્રાપ રહીત સ્વછંદ. પ્રગ૦ ૬૧
તે પછી સાંમૃથ વાવર્યું, શ્રી હરી સહજાનંદ; પ્ર૦
ધ્યાંન ધારણા રીતને, વિદીત કરી વૃષનંદ. પ્રગ૦ ૬૨
નજરે જોતાં જીવને, તરત સમાધી થાય; પ્ર૦
ગોલોકાદીક ધામમાં, સેજે નર ત્રીયા જાય. પ્રગ૦ ૬૩
સાંમૃથ દેખી શાંમનું, સૌને તે કહે વાત; પ્ર૦
અવતારી અવતારના, સહજાનંદ સાક્ષાત પ્રગ૦ ૬૪
એમ ચમત્કાર જીવને, દેખાડે વૃષનંદ; પ્ર૦
આશ્રિત કીધા અતી ઘણાં, નરનારીનાં વૃંદ. પ્રગ૦ ૬૫
જેના ઇષ્ટ જે હતા, તે તે રૂપે ત્યાર; પ્ર૦
દરશન આપે દાસને, પોતે પ્રાંણઆધાર. પ્રગ૦ ૬૬
સૌના ઇષ્ટ ને શ્રીહરી, લીન કરે નીજ માંય; પ્ર૦
નિજ મત્ત મુકી નર ત્રીયા, સ્વામી આશ્રીત થાય. પ્રગ૦ ૬૭
આગે અવતારે કરી, જેવી લીલ કીધ; પ્ર૦

તેવી ભક્તની પાસલે, આજ કરાવિ પ્રસીધ. પ્રગ૦ ૬૮
જેવા તેવા જીવને, તરત સમાધી થાય; પ્ર૦
અક્ષર ધામમે આ સમે, આ દેહે જન જાય. પ્રગ૦ ૬૯
ન દેખી ન સાંભળી, તેવિ રીતને આજ; પ્ર૦
પરવરતાવિ પ્રીતથી, પુરૂષોત્તમ મહારાજ. પ્રગ૦ ૭૦
જે કામે આ જક્તમાં, જીત્યા [1]ભવ [2]સુરવૃંદ; પ્ર૦
તેને ભક્તની પાસલે, જીતાવ્યો જગવંદ. પ્રગ૦ ૭૧
તેમજ ક્રોધને મારીયો, લોભની લીધી લાજ; પ્ર૦
સ્નેહ માન વલી સ્વાદને, માર્યો શ્રી મહારાજ. પ્રગ૦ ૭૨
પાંચ વેરી પ્રસીદ્ધ છે, જીત્યા કોઇથી ન જાય; પ્ર૦
મારી તેને વશ કર્યો, સહજાનંદ સુખદાય. પ્રગ૦ ૭૩
શિષ્ય સહીત સૌ દેશમાં, ફરતા હરતા ફંદ; પ્ર૦
ભુજનગરમાં ભાવથી, આવ્યા સહજાનંદ. પ્રગ૦ ૭૪
વિશકરમાની જાતના, સુંદર હીરજી નામ; પ્ર૦
વાસ કરી પોતે વશ્યા, ઘેર તેને ઘનશાંમ. પ્રગ૦ ૭૫
ભાવિક ભકતશિરોમણી, મલ તે ગંગારામ; પ્ર૦
એ આદી હરીભક્તને, સુખ આપ્યું સુખધામ પ્રગ૦ ૭૬
ભુજનગરના ભક્તને, આપ્યા પરચા આજ; પ્ર૦
કેતાં ન કેવાય કોયથી, શેશજી પામે લાજ. પ્રગ૦ ૭૭
ત્યાં રહીને સઉ દેશમાં, દર્શન દેવા જાય; પ્ર૦
ભુજનગરને ભાલીને, પોતે રાજી થાય પ્રગ૦ ૭૮
એવી રીતે મહાપ્રભુ, સાત વરસ સુખકંદ; પ્ર૦
ભયભંજન ભૂજ ધામમાં, વાસ કર્યો વૃષનંદ. પ્રગ૦ ૭૯
માહારૂદ્ર મોટા કર્યા, જેતલપુરમાં નાથ; પ્ર૦
અગણીત દ્વિજ જમાડીયા, ત્રપ્ત કર્યા સુરસાથ. પ્રગ૦ ૮૦
મંદીર મોટાં માહાપ્રભુ, કીધાં ઠાંમોઠાંમ; પ્ર૦
પધરાવ્યા દેવ પ્રીતથી, નરનારાયણ નામ પ્રગ૦ ૮૧

૧ બ્રહ્મા, ૨ દેવના સમૂહ.

દેશોદેશમાં વિચર્યા, સંતમંડલ લૈ સંગ; પ્ર૦
બોધ દીધો બહુ જનને, ઉરમાં કરી ઉમંગ. પ્રગ૦ ૮૨
એકાંતીક ધ્રમ થાપીઓ, કાપ્યાં કલીનાં મૂળ; પ્ર૦
ગૌ બ્રાહ્મણ સંત કારણે, દેહ ધર્યો વૃષકૂલ. પ્રગ૦ ૮૩
મતપંથી સૌ જીતીયા, પોતાને પરતાપ; પ્ર૦
ધર્મનું કૂલ તેડાવીયું, હરવા જનનાં પાપ. પ્રગ૦ ૮૪
જ્યેષ્ઠ અનુજ બેઉ ભ્રાતના, પૂત્ર તે પરમ પુનીત; પ્ર૦
નિજ સૂત કીધા નાથજિ, કરવા કામ અમીત. પ્રગ૦ ૮૫
રામપ્રતાપના પૂત્ર છે, અવધપ્રસાદ ઉદાર; પ્ર૦
છોટા ઇચ્છારામના, રઘુવીર ગુણ ભંડાર. પ્રગ૦ ૮૬
નીજ ગાદિ પર નાથજી, પધરાવ્યા કરી પ્રીત; પ્ર૦
દીધા વેંચી સંતને, સત્સંગ સ્નેહ સહીત. પ્રગ૦ ૮૭
અપાર સાંમૃથ વાવર્યું, અવતારી આવાર; પ્ર૦
મોક્ષને મારગ મહાપ્રભુ, ચલાવ્યાં નર ને નાર. પ્રગ૦ ૮૮
ગોવિંદ ગઢપુરમાં રહી, કીધા ઉચ્છવ સાર; પ્ર૦
એભલ નૃપના વંશને, આપ્યું સુખ અપાર. પ્રગ૦ ૮૯
સમૈયા ત્યાં બહુ કર્યા, સુંદર સહજાનંદ; પ્ર૦
સુખ ત્યાં આપ્યું સંતને, કોમળ કરૂણાકંદ. પ્રગ૦ ૯૦
શિક્ષાપત્રી શ્રી હરી, કીધી શીક્ષા કાજ; પ્ર૦
ભયહારી ભ્રતખંડમાં, બાંધી મોક્ષની પાજ. પ્રગ૦ ૯૧
આ સમે સાંમૃથ વાવર્યું, માપ ન થાય લગાર; પ્ર૦
માહાકલીકાલમાં તારીયાં, અગણીત નર ને નાર. પ્રગ૦ ૯૨
તાર તે અક્ષરધાંમનો, બાંધ્યો ધરમકુમાર; પ્ર૦
ત્યાંની વાતુ એં કરે, ઘેર બેઠા નર નાર. પ્રગ૦ ૯૩
પુરૂષોત્તમપણું આ સમે, પોતે વાવર્યું પ્રીત; પ્ર૦
નોતી દીઠી સાંભળી, એવિ ચલવી રીત. પ્રગ૦ ૯૪
એવી રિત્યે શ્રી હરી, કીધાં અગણીત કાંમ; પ્ર૦
નિજ ઇચ્છીત નીજ ધામમાં, આપ ગયા ઘનશાંમ. પ્રગ૦ ૯૫

ઓગણુપચાસ વર્ષ ને, માસ ઉભય દીન એક; પ્ર૦
દેહ રાખ્યો દયા કરી, ધર્મતનય ધરી ટેક. પ્રગ૦ ૯૬

સીખે ગરબો સાંભલે, ગુણીજન હેતે ગાય; પ્ર૦
પાપ બળે તે પ્રાંણીનાં, સરવે સીધી થાય. પ્રગ૦ ૯૭

પાઠ કરે જન પ્રીતથી, દીવસમાં એકવાર; પ્ર૦
પરીશ્રમ વિના પાંમશે, ભવસાગરનો પાર. પ્રગ૦ ૯૮

ઓગણીસે પચીસના, સુંદર અસાઢ માસ; પ્ર૦
સપ્તમી શુકર સુદમાં, ગરબો કીધો હુલાશ. પ્રગ૦ ૯૯

ભુજનગરમાં ભાવથી, સંતત કરી તે વાસ; પ્ર૦
નરનારાયણ દેવની, પ્રીતે રહીને પાસ. પ્રગ૦ ૧૦૦

કીધો ગરબો હેતથી, જનને ગાવા કાજ; પ્ર૦
દાસ જાંણી રાજી થજ્યો. મુજપર શ્રી મહારાજ. પ્રગ૦ ૧૦૧

શ્રાતાજન જે સાંભળો, નરનારીનાં વૃંદ; પ્ર૦
થાવો પ્રસન્ન મુજ ઉપર્યે, કવિ કે અવિનાશાનંદ. પ્રગ૦ ૧૦૨

પદ ૧૨૬-પ્રથમ ગણપતિને લાગુ પાયરે, એ ઢાલ

જોઇ શરદ પુનમ અજવાળિ રે,
આજ રાસ રમે રસિયો સંગે;
વાઈ વેણુ મોહન વનમાળી રે. આજ૦ ૧

સુંણી આતુર ચાલી ગોપી રે; આ૦
લાજ લોકની સર્વે લોપી રે. આજ૦ ૨

અંગ અવળાં આભ્રણ ધારી રે, આ૦
પ્રેમે પુલકીત ભાંન વિસારી રે. આજ૦ ૩

પદ ઝાંઝર હાથમાં ઘાલી રે, આ૦
ચોંપે આતુર ગોપી ચાલી રે. આજ૦ ૪

કરકંકણ પદમાં પેરી રે, આ
ઘરમાં ન રૈયો ઘેરી રે. આજ૦ ૫

ઓઢી ઓઢણુ અવળાં ચીર રે, આ૦

ચાલી ભેટવા શ્રી બલવીર રે. આજ૦ ૬
અતી પ્રેમમાં આતુર પ્યારી રે, આ૦
અંગમાં ઉમંગ વધારી રે. આજ ૭
મધરાતે એકાએકી રે, આ૦
કોઇ પાછી ન વળીયું છેકી રે. આજ ૮
જેને પતી પોતાયે રોકી રે આ૦
પેલી પોચી તે પ્રાણને મોકી રે. આજ૦ ૯
જોઈ જમુના ત્રટ સૈ ગોપી રે, આ૦
અંગ માર્યાં અનંગ બાણ કોપી રે. આજ૦ ૧૦
ફુલી વેલી લતા ફુલવાડી રે, આ૦
ત્યાં રહે વસંત રૂતુ દાડી રે આજ૦ ૧૧
મૃદુ વાલુકા વલગુ લાગે રે, આ૦
જોઇ મનમથ મનમે જાગે રે. આજ૦ ૧૨
વાય મંદ સુગંધ શીત વારી રે, આ૦
ભાન ભુલ્યાં ભાળી ભયહારી રે. આજ૦ ૧૩
ગોપી આવી કામાતુર જાણી રે, આ૦
હરી હેતે બોલ્યા હસી વાણી રે. આજ૦ ૧૪
તમે વિનતા વનમાં એકેલી રે, આ૦
કેમ આવિ થઇ સૈ ભેલી રે. આજ૦ ૧૫
જે અબલા એકલી આવે રે, આ૦
તે પતિવ્રતા નવ કાવે રે. આજ૦ ૧૬
કુલવંતી ના વનમાં આવે રે, આ૦
પતી સેવી પરમ સુખ પાવે રે. આજ૦ ૧૭
પાછા જૈ તમે પતી સેવો રે, આ૦
વેદશાસ્ત્રનો મત છે એવો રે. આજ૦ ૧૮
પતી તજી પુરૂષ પર ચાયે રે, આ૦
તે નારી નરકમાં જાય રે. આજ૦ ૧૯
માટે માનો વચન અમારૂં રે, આ૦

તો થાશે તમારૂં સારૂં રે. આજ૦ ૨૦
સુંણી વાલાની વિનતા વાણી રે, આ૦
ગોપી અંતરમાં અકલાંણી રે. આજ૦ ૨૧
નેણે આંસુની ધારા ચાલી રે, આ૦
થૈઇ મુરછા પડી મહી બાલી રે. આજ૦ ૨૨
પછે ધીર ધરી અલબેલી રે, આ૦
બોલી વાલમથી લાજ મેલી રે. આજ૦ ૨૩
પાલો શરણાગતની પ્રીત આંણી રે, આ૦
આવ્યાં પતી તે તમને જાંણી રે. આજ૦ ૨૪
તમ વીના પતી બીજા કેવા રે, આ૦
જાંણ્યા સાચા નરક કુંડ જેવા રે. આજ૦ ૨૫
સાચા પતી તે તો એ કેવાય રે, આ૦
જેને પરણીને ભવદુઃખ જાય રે. આજ૦ ૨૬
એવા પતી પરિબ્રહ્મ આપ રે, આ૦
ટાળો તન તણો પરીતાપ રે. આજ૦ ૨૭
તમે કોટી બ્રહ્માંડના પતી રે, આ૦
વરે તમને તે શ્રીયા સતી રે. આજ૦ ૨૮
તમ વિના પતિ બીજા જે છે રે, આ૦
તેને પરણી કુંણ સુખ લેછે રે. આજ૦ ૨૯
જેણે તમારૂં શરણ સાયું રે, આ૦
તેણે કુલ મોટું કેવાયું રે આજ૦ ૩૦
માટે શરણાગત જન પાળો રે, આ૦
રખે પાછાં નિરાસ કરી વાળો રે. આજ૦ ૩૧
સુણી ગોપી વાંણી ગીરધારી રે, આ૦
થયા રાજી તે કુંજવિહારી રે. આજ૦ ૩૨
જાંણી દાસી અનન્ય અવિનાસી રે, આ૦
રચ્યો રાસ રસીક સુખરાશી રે. આજ૦ ૩૩
શોભે ગોપીમાં ગોવિંદ રે, આ૦
જેમ તારાના ગણમાં ચંદ રે. આજ૦ ૩૪

જેમ હાથણીમાં હાથી એકલો રે, આ
તેમ ગોપી મધે અલબેલો રે. આ૦ ૩૫
પુલવેલીમાં ભમરો ભમે રે, આ૦
તેમ ગોપીમાં ગોવિંદ રમે રે. આ૦ ૩૬
ગાય ગોપીયું સુંદર ગીત રે, આ૦
કર તાલી પાડે રૂડી રીત રે. આ૦ ૩૭
પોતે એક ને ગોપી અનેક રે, આ૦
એમ જાણી છબીલો છેક રે. આ૦ ૩૮
આશા સર્વેની પુરવા સારૂ રે, આ૦
ધાર્યાં રૂપ હરીએ હજારૂં રે. આ૦ ૩૯
બે ગોપી મધ્યે એક કાંન રે, આ૦
તાલી પાડીને તોડે તાંન રે. આ૦ ૪૦
કરે ચુંબન ઉર કર નાંખે રે, આ૦
એમ ગોપીનો અંગરસ ચાખે રે. આ૦ ૪૧
ઘુમે ગોપીયું ઘુઘરા ગાજે રે, આ
સણણણણ સરણાઈ વાજે રે. આ૦ ૪૨
વાગે ત્રાંસા ત્રંબાલુ ને તાલ રે, આ૦
ગોપી સંગે ગોવિંદ કરે ખ્યાલ રે. આ૦ ૪૩
વાગે તાલી ત્રિભુવંન ગાજે રે, આ૦
આવ્યા બ્રહ્મા જોવા કાજે રે. આ૦ ૪૪
આવ્યા શંકર શારદા શેશ રે, આ૦
આવ્યા નારદ દેવ ગણેશ રે. આ૦ ૪૫
આવ્યા સુર સહીત સુરરાય રે, આ૦
જોઇ દેવ થકીત થૈ જાય રે. આ૦ ૪૬
આવ્યા સુરતી મળી વેદ ચાર રે, આ૦
આવ્યા રૂષી અઠયાસી હજાર રે. આ૦ ૪૭
આવ્યા સિંધુ ને નવસેં નવાણું રે, આ૦
આવ્યા નવકુલ નાગ વખાણું રે. આ૦ ૪૮
આવ્યા ધ્યાંની તજી નીજ ધ્યાંન રે, આ૦

આવ્યા ત્યાંની તજી નીજ સ્થાંનરે. આ૦ ૪૯
આવ્યા મુક્ત તે અપરંમપાર રે, આ૦
આવિ ઝુક્યા આકાશ મોઝારરે. આ૦ ૫૦
કરે જય જય શબ્દ ઉચાર રે, આ૦
કુલવૃષ્ટી કરે કરી પ્યાર રે. આ૦ ૫૧
થયા થકીત દેવ સૌ જોઇ રે, આ૦
ચિત પુરૂષોત્તમમાં પ્રોઇ રે. આ૦ ૫૨
થયાં જમનાનાં થીર પાણી રે, આ૦
જોવા થંભ્યા ગગન શશી જાંણીરે. આ૦ ૫૩
થયાં થીર અથીર જોઇ રાસ રે, આ૦
નિસિ કરી રમ્યા ખટ માસ રે. આ૦ ૫૪
ઝીતે નર હજાર એક નાર રે, આ૦
હરી એકે હરાવિ હજાર રે. આ૦ ૫૫
એમ સર્વેનું દેવત તાંણી રે, આ૦
થઈ ઢીલી મુકી પછે જાંણી રે. આ૦ ૫૬
ઘણું આપ્યું ગોપીને એમ સૂખ રે, આ૦
કુંણ આપ કરે કવિ મુખરે. આ૦ ૫૭
મનમથ મદગંજન કાજ રે, આ૦
એવો ખેલ રચ્યો વૃજરાજ રે. આ૦ ૫૮
લાજ બ્રહ્મા ભવની લીધી રે, આ૦
ચૌદ લોક પ્રજા વશ કીધી રે. આ૦ ૫૯
એવો કામ અજીત કેવાય રે, આ૦
તેને ઝીત્યો પોતે વૃજરાય રે. આ૦ ૬૦
દારૂ ગોળી રીપુને જેમ આપી રે, આ૦
તેને ઝીતે ભુપતી પરતાપી રે. આ૦ ૬૧
તેમ કાંમને આપી સાય રે. આ૦
પછે ઝીતી લીધો પલમાંય રે. આ૦ ૬૨
કામ ઝીતી પોતાની ઝીત કીધી રે, આ૦
પછે ગોપી સૌને શીખ દીધીરે. આ૦ ૬૩
કીધું પ્રાક્રમ અદભુત ભારી રે, આ૦

ગોપી સંગ રહ્યા બ્રહ્મચારી રે. આ૦ ૬૪
એવું કર્યું ચરીત્ર ચીતચોર રે, આ૦
કરી સ્તુતી વિબુદ્ધ કરજોર રે. આ૦ ૬૫
પછે ગયા સૌ નીજ લોક રે, આ૦
થઈ દેવ મુનિ અશોક રે. આ૦ ૬૬
સીખે સુંણે જે ગરબો ગાશે રે, આ૦
તેનાં કામાદીક બળી જાશે રે, આ૦ ૬૭
જે ગાશે કરી ઘણું હેત રે, આ૦
ભવ તરશે કુટુંબ સમેત રે. આ૦ ૬૮
જે પરઠે ચરીત્રમાં દોષ રે, આ૦
તેને મારશે જમ કરી રોશ રે. આ૦ ૬૯
જાણી નીર્ગુંણ લીલા ગાવે રે; આજ૦
તે મનવાંછીત ફલ પાવે રે. આજ૦ ૭૦
ઓગણીસે પચીશો સારો રે; આજ૦
નોરતાની નોમ પરમાંણો રે. આજ૦ ૭૧
શુદ્ધ પક્ષ ને શુકરવાર રે; આજ૦
રાસ ગાયો તે ભુજ મોઝાર રે. આજ૦ ૭૨
ધારી ઉરમાં ધર્મકુમાર રે; આજ૦
કીધો ગરબો કરી બહુ પ્યાર રે. આજ૦ ૭૩
શીતોતેર ચરણુ સાર રે, આજ૦
કીધાં ગરબાનાં કરી પ્યાર રે. આજ૦ ૭૪
ગાવે ગરબો ટલે ભવફંદ રે, આજ૦
કવિ કે અવિનાશાનંદ રે. આજ૦ ૭૫

પદ ૧૧૭.–રાગ ઠુમરી.

લલાજિ ગયે છેલ ચતુર દઈ છેહ,
પ્રીતમ ઘનશામ પીયા; ગયે૦
નાહન મીસ કરી નાથ નિકસી ગયે,
તજિ બાલાપનકો સનેહ. પ્રીત૦ ૧

દેવત સુખ સુખધાંમ શામદીલ,
મનહું મયુરઘન મેહ. પ્રીત૦ ૨
પલપલ છિન છિન પ્રાંન પ્રીતમ પીયા,
ખટકત ઉર બીચ તેહ. પ્રીત૦ ૩
અવિનાશાનંદ નાથ કબ મિલહી;
નવિન નીરદ સમ દેહ. પ્રીત૦ ૪

પદ ૧૧૮

બલાજિ મેરા જીયા અધિક અકલાય,
આલીરી બિનું આલમવા; મેરા૦
ખાંનપાંન સુખ સેજ સતાવે,
દેખત દુખદ સહાય. આલી૦ ૧
રટન લગી હે માનું ચાત્રક સ્વાંતજયું,
નેનન ઝેર ઝરી લાય. આલી૦ ૨
તલફત જીયા ઘનશામ પીયા બિનું,
મીન રહીત જળમાંય. આલી૦ ૩
અવિનાશાનંદ ઘનશામ નાથ બિનું;
જિયામે જંપ ન થાય. આલી૦ ૪

પદ ૧૧૯

બન ફીરે બાલમવા મોર, એકીલે ઘનશામ પીયા; બન૦
બહુત દહનકુત દાહ ગહન બન, આઘટ ઘાટ કઠોર. એકી૦ ૧
ગજ ગવય વરૂ વાઘ ગહન બન, બિચરત ઠોરમઠોર. એકી૦ ૨
ભુખ પ્યાસ લગે કે પાસ માગહિ, છોટે હે ધર્મકીશોર. એકી૦ ૩
અવિનાશાનંદ કે નાથ ફીરત હે, વિરતી ત્યાગકે જોર. એકી૦ ૪

પદ ૧૨૦

હાંરે મેં તો ધરૂંગી કીસ રીત ધીર, દેવર ઘનશામ બિના, મેંતો૦
પલ જાવત બિનું પ્રાંન સનેહી, જુગ સમ અતિ દલગીર. દેવ૦ ૧
જરત હે જીયરા કંપત હીયરા, પીયરા બિનું તન પીર. દેવ૦ ૨
ઉઠત બૈઠત વ્યાકુલ ઉરમે, બિના નણંદકે બીર. દેવ૦ ૩
અવિનાશાનંદ કે આઇ બસો ઉર, સુંદર શામ શરીર. દેવ૦ ૪

પદ. ૧૨૧

છેલ છુવો ન છતીયાં હમાર, ફાટેગા મેરે અંચરવા, છેલ૦
લાખ ટકેકી લીની સારી બિહારી, નાગર નંદકુમાર. ફાટે૦ ૧
ઉરજ ઉતંગ નહીં શામ ચતુર પીયા, નાઝુક નવિન લગાર. ફાટે૦ ૨
લોક નગરકે દેખે ડગરમે, ઠાડે સબ નરનાર. ફાટે૦ ૩
અવિનાશાનંદ કે જેલ ન કીજો, છોટિ મેં અતી સકુમાર. ફાટે૦ ૪

પદ ૧૨૨.

તુમ એસે ન કરો નંદલાલ, ખ્યાલ પરનારીનસે. તુમ૦
જાત ભરન જલ મે જમુનાકો, ગેલ ન રોકો ગુવાલ. ખ્યાલ૦ ૧
કાયકું તાંનત મેરી નવલ ચુંનરીયાં,
પ્રીતમ જન પ્રતીપાલ. ખ્યાલ૦ ૨
ચુંબન મુખ ચખ કાયકું મોહન, લખીકે રૂપ રસાલ. ખ્યાલ૦ ૩
અવિનાશાનંદ કે આનંદ દેહું, એહું એકાંતમેં લાલ. ખ્યાલ૦ ૪

પદ ૧૨૩

નાંહી રેનાં હે જગમે નેદાન, ભજી લે ભયહારીનકું; નાંહી૦
કાયા માયા સબ બાદર છાયા. જાવત છીનમહી જાંન. ભજી૦ ૧
કાચકી હાંડી સમ કાયા કહાવે, કુટત નાંહી સધાંન, ભજી૦ ૨
ક્ષણુભંગુર યહ દેહ કહાવત, જાંનત જાંન સુજાંન. ભજી૦ ૩
અવિનાશાનંદ કહત તેરે હીતકી, મત્ત જુઠી કર માંન. ભજી૦ ૪

પદ ૧૨૪

પાઈ દુર્લભ યહ નરદેહ, નેહ કર નાથનસે પાઈ૦
માત તાત સુત ભ્રાત ત્રીયા સબ, સ્વારથી કરત સનેહ. નેહ૦ ૧
દેવ ઇચ્છિત નર દેહકું પાયો, ગાયો નીગમ જશ જેહ, નેહ૦ ૨
પાંમર પરત્રીયમે કરી પ્રીતી, સિખ્યો અનીતી અછેહ. નેહ૦ ૩
અવિનાશાનંદ કે સત્ય બિચારી, ધારી લે અંતર તેહ. નેહ૦ ૪

પદ ૧૨૫

સત્ય જાણી લે સરજનહાર, પ્યાર તજ પ્યારીનકો. સત્ય૦
હાડ ચાંમ પગ હાથ બનાયે, કટકા કટકા ત્યાર. પ્યાર૦ ૧
રગ રગમેં પરૂ પાચ ભરેાે હે, પામર પેખ બિચાર. પ્યાર૦ ૨

ઉદરમેં મલ મૂતકિ કયારી, કફ સહીત નકાર; પ્યાર૦ ૩
અવિનાશાનંદ કે સત્ય નિહારી, સાર નહી હે અસાર. પ્યાર૦ ૪

પદ ૧૨૬

સુખકારી સદા ઘનશામ, નામ રટો નાથનકો, સુખ૦
જિન જિન ભજે જગદીશકુ જાની, પાયે પદ અભિરાંમ. નામ૦ ૧
ધ્રુવ પ્રહેલાદ વ્યભિષન અંબરિષ, ભયે સો પૂરનકાંમ નામ૦ ૨
સત્યરૂપ ઘનશામ સનેહી, ઔર અસત્ય નકાંમ. નામ૦ ૩
અવિનાશાનંદ કે રટો નિરંતર, ધર્મકુંવર સુખધાંમ. નામ૦ ૪

પદ ૧૨૭—રાગ ઠુમરી.

મેંતો છપુંગી લાજ કેરી મારો,
આવે મોરી ગલીયનમેં ગીરધારી. મેં૦
તરૂન કીશોર તન કાનકુંવર વર, નેનકી સેનસે મારી;
જેલ કરી મોરી ગેલ પરતહે, નટવર નવલવિહારી. આવે૦ ૧
બહુત છકો ચલે બદન મિરોરી, ટેરી પાગ શીરધારી;
નગર ડગરમે આઇ નટનાગર, રોકી ટોકે પરનારી. આવે૦ ૨
ગ્વાલકે બાલ તરૂન ઘટ લૈ સંગ, બીચરત બનવારી;
ભાઇ અબ સંધ્યા લખિ મોરી ગલીયન, આવત ગાવત ગારી. આવે૦ ૩
બદત બિહારી બચન મુખ મુસકા, હાંસી કરી કે હમારી;
અવિનાશાનંદ ઘનશામ પીયાકી, બાનક પર બલહારી. આવે૦ ૪

પદ. ૧૨૮

મોરી બાત સુનો હે સયાંની,
જાની મોહે કાંન કુંવર મસ્તાની. મોરી૦
જાતીતી ભરને મેં જલ જમુનાકો,
સુંનકુ સખી ચિત આની;
કુંદત ગેલ આયે મોરી ગીરધર, નવરંગ ચુંનર તાંની. જાની૦ ૧
બલ કરીકે મોરી બૈયાં મરોરી, ફોરી ગગરીયાં પાની;
ચીર નિકારી તોરી કસકંચુ, બોલી નિઠુર મુખ બાની. જાની૦ ૨
દેખત હે સબ લોગ નગરકે, ડગર મેં બાત ચવાની;
અબમે કિસ બિધ જાઉ કહો ઘરૂં, નનદી હે અતી દુખદાની. જા૦ ૩

વે હરઠી બનવારી સાંવરે, પીર ન હમરી જાંનો;
અવિનાશાનંદ કે નાથકી કરણી, કહત લોક સબ છાંની. જા૦ ૪

પદ. ૧૨૯.

મોરી ગેલ રોકત તુમ આઈ,
સાઈ પીયા આંની કરી મસ્તાઇ. મોરી૦
ગેલ રોકત તુમ આઇકે ગીરધર, બહુત કરી બહુરાઈ;
નિરલજ બાત બદત નટનાગર, નગર ડગર બિચ ધાઇ. સાઇ૦ ૧
છોટી હે વય તેરી છેલ ગુમાંની, હાંસી કરત હરખાઇ;
નવજોબન લખી નારી બિહારી, છતીયાં છુવત મગ માંઈ. સાઇ૦ ૨
અબતો તોકું કછુ ખબર્યં ન મનમેં, તનમે અતી તરૂનાઇ;
જો યહ બાતકું કંસ સુનેગો તો, લેવત ઘરકું લુટાઇ. સાઇ૦ ૩
કાન કુંવારીકી કરત ઢઠાઇ, નિંદીત કરમ કહાઇ;
અવિનાશાનંદ કે નાથ જાઇ ઘરૂં, કહુંગી માત જશોદાઇ. સાઇ૦ ૪

પદ ૧૩૦.

મોરી બાત તુમે હરખાઈ, કહત રાધે સુનહું જશોદા માઇ. મોરી૦
તરૂન ભયો અબ કાન તીહારો, બહુત કરત અરૂબાઇ;
નારી પરાઇ રોકત દેખી વનમે, મનમે આંની મસ્તાઇ. કહત૦ ૧
પનઘટ આઈ રોકત નીત ટોકત, બોલત વચન બનાઇ;
ચલહું અબે તુમ ગોરી મોરે ઘરૂ, રખહું મેં પાસ સદાઇ. કહત
એસી હે કરની કાન કુંવરકી, બરની કહત સકુચાઇ;
સો બાતનકી એક બાત હે, રાખો ઘરૂં પરનાઈ. કહત૦ ૩
ઈનકું હે પ્રીત અમીત મોરે પર, હમસંગ કરહું સદાઇ;
અવિનાશાનંદ કે નાથકી નિશદિન, સેવ કરહું મન ભાઇ. કહત૦ ૪

પદ ૧૩૧ રાગ—જંગલો.

મનમોહન બજાવે મુખ મોરલીયાં; મન૦
કાલંદ્રી ત્રટ કાંન કમલદ્રગ, ચીતવનીમે ચીત ચોરલીયા. મન૦ ૧
મરકત મનીસમ નીલ કલેવર, ગાનતાંન જીયા કોરલીયા. મન૦ ૨
મૈકી મટુકી લે જાતિ ગોકુલસેં,
આઇ ડગર બીચ ઢોરલીયા. મન૦ ૩

અવિનાશાનંદ નાથ ઝુઇ છતીયાં,
મોતનમાલા મોરી તોરલીયાં. મન૦ ૪

પદ ૧૩૨.

કિન દેખ્યો કનૈયો બંસીવારો રે; કીન૦
કાલ ગઇતી ભરને જલ જમુના,
હર લીનો મનવા હમારો રે. કીન૦ ૧
કરત હે એલફેલ ગેલ માંઇ;
આવત તાંન કાંન કારો રે. કીન૦ ૨
મુસકત મંદ મંદ કરી મુખસે,
પ્રીતમ પ્રાંનસે પ્યારો રે, કીન૦ ૩
અવિનાશાનંદ કે નાથ બિહારી;
તરલ તરૂણ દ્રગ તારો રે. કીન૦ ૪

પદ. ૧૩૩

ગેલ મીલ્યો ગોવીંદ ગીરધારી રે ગેલ૦
ગેલમે આઇ મીલ્યો ગીરધરવર;
નૌતમ છબી અતી ન્યારી રે. ગેલ૦ ૧
ત્રિભુવન પતી રતી નાથ અમીત અતી;
લાજત નેન નીહારિ રે. ગેલ૦ ૨
તરૂન મનોહર રૂપ ઉજાગર;
કુંદ દશન અનુસારી રે. ગેલ૦ ૩
અવિનાશાનંદ કે નાથ કી છબિ લખિ;
તનકી તપત સબ ટારી રે. ગેલ૦ ૪

પદ ૧૩૪

છબિ દેખિ સલુણી સખી છેલ કેરી રે. છબી૦
પહિરે પીત તન બસન શુભગવર,
લખિ નભ ચપલા લજેરી રે. છબી૦ ૧
ઝાંઝર ઝમકત ઠવની ઠમકત,
હરખત હરિજન હેરિ હેરિ રે. છબી૦ ૨

ગતિ ગયંદ માનુ ચંચલ ચખ છબી,
લખી પાવત મોહ મતી મેરી રે. છબી૦ ૩
અવિનાશાનંદકે નાથ કી છબીકું,
રખહુ સખિરી ચીત ઠેરિ ઠેરિ રે. છબી૦ ૪

પદ ૧૩૫ રાગ-ઠુમરી.

મોહનાને હારી મોપે મોહનીયાં મોહના૦
જબતે મોહન મોપે ડારી મોહનીયાં,
તબતે ભુલી દૂધ દોહનીયાં. મોહ૦ ૧
ખાંનપાન તનભાંન ભુલી સબ,
જોઇ જીવનજીકી જોહનીયાં. મોહ૦ ૨
કાન કાન રટહુ નીશીવાસર,
ડોલું દીવાની લાક લોહનીયાં. મોહ૦ ૩
અવિનાશાનંદ કહે બસો ઉરમેં,
શામ સુંદર છબી સોહનીયાં. મોહ૦ ૪

પદ ૧૩૬.

બાવરેને કીની મોયે બાવરીયાં. બાવ૦
બાવરી કીનો મોરી સુધ હરી લીની,
દીનીવે ગારી ઊતાવરીયાં. બાવ૦ ૧
બહુત કરીકે અરૂવાઇ બિહારી,
ફારી છીનાઇ લીની કાવરીયાં. બાવ૦ ૨
ફીરત હે બન ગેલ હુંઢત ગીરધર,
પેરી પ્રીતમ પદ પાવરીયાં બાવ૦ ૩
અવિનાશાનંદ કે પ્રાંન પીયાકી,
આનક પર બલ જાવરીયાં. બાવ૦ ૪

પદ ૧૩૭

બનવારી બિહારી ગારી ગાવત હે, બન૦
ગાવત ગારી ફારી ચુંનર સારી;
ફુઇ છતીયાં મગ આવત હે. બન૦ ૧

પકરી પીયારી નારી ગીરધારી,
તા સંગ નેહ જનાવત હે. બન૦ ૨
રસબસ કરી કે રસીક મન હરીકે;
પ્રેમ સુધારસ પાવત હે. બન૦ ૩
રૂપ છટા લખી શામ પીયાકી,
અવિનાશાનંદ બજાવત હે. બનવારી૦ ૪

પદ ૧૩૮-રાગ કાફી.

કાંનકું કુબરી કછુ કીનો. સખી કાંન૦
કછુ કીનો કાંનકું કુબરી કુવારી, નારી ધુતારી નવીનો;
ચંદન ચરચીકે શામ ચતુરકું, ઘસી ઘસીકે અતી ઝીનો;
લાલન નિજવશ કરી લીનો. કાંન૦ ૧
નેન સેંન મુખ બેનમે ટોનાં, ચંદનમે ઘસી દીનો;
જબહી અંગ ધારે જદુનાયક, તબહી તુરત ભયે તીનો;
બહુત બલ વાકી બુદ્ધિનો. કાંન૦ ૨
નિજ બસ કરીકે રખે નટનાગર, નચવત નાચ નવીનો;
જ્યુંહી કહત ત્યુંહી કરત હે જીવન, ઘસી ઘસી દીન આધીનો;
પીયા પ્રેમકો રસ પીનો. કાંન૦ ૩
એહી બિના મોહે કલ ન પરત હે, માનહુ જલ બિના મીનો;
અવિનાશાનંદકે શામ પીયા બિનું, જાવત પલ જુગ છીનો;
ભેટત આઇ કબ રંગભીનો. કાંન૦ ૪

પદ ૧૩૯.

સાંવરો અજહું નહી આયે આલીરી. સાંવરો૦
અજહું ન આયે પ્રીતમ પીયા પ્યારે, નેનન નીર ન માયે;
જબહી ભેટું ભૂજ અંક ભરીકે, તબહી આનંદ ઉર છાયે;
અનલ બિરહા તો બુઝાયે. સાંવરો ૧
આ વસંત વસંતી બસન પેરી, નરત્રીય ખેલ મચાયે;
અરસપરસ છિરકત રંગ અંગપર, હોરી હોરી કહી ધાયે;
પીયા બિના કછું ન સોહાયે. સાંવરો૦ ૨

બોલત કોયલ બહુત બપૈયા, બિરહા સુંનત તન તાયે;
હોરી હરી બિનું હીયરે જરતહે, ધીરજ ન ધીયરા ધરાયે;
બાલમ મેરે કહાં બિલમાયે. સાંવરો૦ ૩
બસંત રિતુ બિતિ જાતહે સજની, રજનીમેં નીંદ ન આયે;
અવિનાશાનંદ પાયા બિનું પ્યારી, કલ્પત મન સકુચાયે;
પ્રીતમ બિના તનવા તપાયે. સાંવરો૦ ૪

પદ ૧૪૦.

આઇ પીયા દુસરી હોરી હોરીવે. આઈ૦
દુસરી હોરી આઇ દેખીં દીલમે, ઉપજત દૂખ નચોરી;
બિરહાનલસેં મે બહુત જરૂંગી, મરૂંગી મે માદુર ઘોરી;
દરશકો દાન દયોરી. આઈ૦ ૧
ફાગુન માસમે ફાગ રમત હે, ભ્રમત હે નરત્રીયા દોરી;
હોરી હોરી કહી ઝોરી ચલાવે, ગાવે તાનન તોરી;
પરસપર ખેલ મચોરી. આઇ૦ ૨
બરહી રટત જેસે જલધર બનમે, ચંદકું જૈસે ચકોરી;
તૈસે મે તુમકું રટહું નિસિવાસર, પુનિપુનિ કહુ કરજોરી;
બાલમ બિનતી સુનો મોરી. આઇ૦ ૩
તુમતો દયાનિધિ દીલકે કહાવા, કયું અસ ભયે હો નિઠોરી;
અવિનાશાનંદકી બિનતી બિહારી, શ્રવન સુનીકે લિયોરી;
બાલમ આય મિલહું બહોરી. આઇ૦ ૪

પદ ૧૪૧.

લંગરવાસે બિનતી હમારી ઉધોરે. લંગર૦
બિનતી હમારી દિલમે બિચારી, કહોરે ઉધો સુખકારી;
શ્રવન નિ સુસહસા ચલિ આવે. ગોપી પતી ગોરધારી;
પ્રાંન દાંન દેત નિહારી. લંગ૦ ૧
હોરિ બિતિ પીયા અજહું ન આયે, કોન મિલિ હે ઠગારી;
જાસેં મધુપુરી છાઈ રચેહે, નટવર નવલવિહારી;
બિનું વ્યાકુલ વ્રજનારી. લંગ૦ ૨

પંથ હેરી હેરી શામ પીયાકો, વહતે નૈનસેં વારી;
ખાંન પાંન તન ભાંન ન સુઝત, રટત હે સબહી કુમારી;
રસીક બિનુ મનમેં દુખારી. લંગ૦ ૩
એક બેર આઇ દરસ દીયો વ્રજમે, વ્રજપતી દેવમોરારી:
અવિનાશાનંદકે નાથ દયાનિધી, પુનિ પુનિ કહહું પુકારી;
જીયા બિરહા દેત જારી. લંગ૦ ૪

પદ ૧૪૨—રાગ હોરી ભૈરવી.

ચલો ચલોરી ઝપટરે, સખરી કયા વિલંમ કરો;
રમે રંગસે રસીક. ચલો૦
ચલહું ચપલ ચંચળ મૃગનયની,
કરત ખેલ નાં કરનાં કપટરે. સખીરી૦
કરહું અજબ અજ ખેલ કુંજનમે,
લલના લાલ લિયો રંગમેં લપટ. ચલો૦ ૧
મૃગમદ કુંકુંમ લીયો સબ કરમે,
દેખી નાથકું દીયો દપટરે. સખી૦
પીછી ન ધરહું કબહું પગપેની,
થટ થટ ગ્વાલકું દીયોરિ થપટ. ચલો૦ ૨
ખેલમે ખડો હે ખેલારી સાંવરો,
છલલલ છીરકત છેલ છપટરે. સખી૦
સુંનહો સબે કહું બાત સીખનકી,
નિરખી ગારી દેહું મુખસેં નિપટ. ચલો૦ ૩
રસીક લાલ લિયો ઘેરી રંગમે,
અપની ઝીત અજ કરહું અપટરે. સખી૦
અવિનાશાનંદકે અજબ ખેલમે,
સબહી સખી લિયો શામકું શપટ. ચલો૦ ૪

પદ ૧૪૩.

તે તો ચલિકે ચટક તે તો ચલિકે ચટકરે,
કનૈયા કયા ગુલાલ છટક, મેરી અંખીઆ ખટક. તે તો૦

છટક ગુલાલ છેલ તુમ છકિકે,
લૈ સંગ ગ્વાલ બાલકી થટકરે. કનૈયા૦
હમકાં તું રોકત એકલી બનમેં,
મનમે મસ્ત લેઈ રંગ કો મટક. તે તો૦ ૧

ભયે બૌર હા બનમે બનવારી.
કરમે પેરો તુમ કનક કટકરે. કનૈયા૦
કરત જેલ તુમ બહુ બન બિચરન,
*અટવી બીચ અબ રોકી અટક તે તો૦ ૨

હોહું નીરલજ તોકું લાજ ન લાલન,
ઘેરત પરાઇ નારિ જમુના ઘટકરે. કનૈયા૦
છેલ છુવત છતીયાં છકી બનમે,
કહુંગી જાઇ અબ કંસકું સટક. તે તો૦ ૩

મૈં બડ ઘરકી નારી બિહારી,
નચવત કયા માનુ નૃતકિ નટકરે. કનયા૦
અવિનાશાનંદ કે નાથ અજબ પીયા
માંનો બચન મમ તજીકે હટક. તે તો૦ ૪

પદ ૧૬૪.

છાંટે રંગ ઝરી ઝર છાંટે રંગ ઝરી ઝરરે સાંવરીયો.
કયા વિલમ કરો ચલો ચલોરે દેખન૦ છાંટે૦
ઝરી લાઇ છોરકત રંગભર રસીયો,
લૈકે કંચન પીચકારી કરકરરે; સાંવરીયો૦
ખેલત ખેલ અખીલ અવતારી
ભ્રમત રમત રંગ અંગ ભર ભર; છાંટે૦ ૧
તરૂન તરૂલ તન કાંન કુંવર વર,
ધમ ધમ ધમ કુમ ધરે ધર ધર રે. સાં૦
મચ્યો હે અલોકીક ખેલ મનોહર,
ખેહર દેખન આઈ ખડે હર હર, છાં૦ ૨

* વનમાં.

લુંબ ઝુંબ હરી ગ્વાલનકે સંગ,
છિ[illegible] અતિ છેલ રંગ છરછર રે; સાં૰
હોરી હોરી મુખ બહત બિહારી,
થરકત હે દેખિ જન થર થર રે; છાં૰ ૩
રંગ ઉમંગ સખા સંગ છિરકત,
માનું આવત ભાદો ઘન ઘર ઘર રે; સાં૰
અવિનાશાનંદકે નાથકું લખીકે,
કથન કલુષ કલીમલ જર જર છાં૰ ૪

પદ ૧૪૫

ખેલે રંગ હોરી હોરી, ખેલે રંગ હોરી હોરી રે બિહારી૰
લઈ ગ્વાલન થટક સખિ જમુના ત્રટક, ખેલે૰
જમુનાં ત્રટક ખેલે ગ્વાલ થટનમે,
ભરી ભરી રંગ પીચકારી દોરી દોરી રે, બિહારી૰
એસી હોરી ધુંમ મચી નહીં કબહી,
અબહી ખેલત ખેલત એસી હોરો જોરી જોરી ખેલે૰ ૧
જીનકું દેખત તીનકું નહી છોરત,
પરત ગેલ તાકે રંગ ઘોરી ઘોરી રે બિહારી૰
બોરી રંગનમે કરે અ હાંની,
ચુંબતહે મુખ કંચુ કલ તોરી તોરી, ખેલે૰ ૨
જમુના પુલીન આજ નિકસ ન પાવે,
સુનો સખિ સબે બાત મોરી મોરી રે બિહારી૰
બહોરિ સુનહુ એક બાત સયાંની,
લેવત લાજ લખી ત્રીયા ગોરી ગોરી ખેલે૰ ૩
અજબ ખેલ ખેલત અવિનાશી,
લૈકે ગુલાલકી કર ઝોરી ઝોરી રે બિહારી
અવિનાશાનંદ કે નાથકી કરણી,
ધરત ધ્યાંન મુની જગ છોરી છોરી ખેલે૰ ૪

પદ ૧૪૬—દુમેલા સિંઘાવલો.

હસની મુખમંદ હસે વિકસે, છબિ કુંદન દંત કળી લસની;
લસની મુછરેખ વિશેખ બની તની, બંક કટી પટસે કસની;
કસની મન ઈંદ્રિય ધ્યાંન ધરે, ધરિ ધીર મુની પતની ધસની;
ધસની ગતિ હંસ ગયંદનકી, અવિનાશ બસો ઉરમે હસની ૧
કરતે નખછેદ કિયો છતિમાં, છતિયાં છુઇ છેલ લખિ છરતે;
છરતે કર લાલન ચૂંબનકો, બલભ્રાત સુગાત કરી બરતે;
બરતેહિ બુઝાવત હે બિરહા, અગની ગમ અંગ પિયા અરતે;
અરતે મમ અંતર નાશ કરો, અવિનાશ કહે બિનતી કરતે. ૨
પિયરા પરદેશ વિશેશ રહે, મન સંભવ શત્રુ દહે હિયરા;
હિયરા હલખે નહિ આત સખે, દિલ હોત દખે જલપે જીયરા;
જિયરા જનરંજન ભેટ જબે, તબહી સુખકો દિલમે હિયરા;
હિયરા ડરતે અવિનાશ કહે, ભગ પંડ પિયા બિનહી પિયરા. ૩

પદ ૧૪૭—રાગ હોરી

અનિહાંરે વિરજ રહી હારીરે,
એજી નાગર નંદકુમાર; બિ૦
અબહિ લીની લાલા સારી બહારી,
રંગમે ભિંજોઇ બિગારીરે બિ૦ ૧
નિરખતહે સબ નગર ડગરમે,
ઔરન નનંદિ બિહારીરે; બિ૦ ૨
માંજનહો મુખ કુરંગ સારસે,
પીચકારી ભરી મારીરે; બિ૦ ૩
અવિનાશાનંદ એ અજબ લાલનકી,
બાનકપર બલહારીરે. બિ૦ ૪

પદ ૧૪૮

અનિહાંરે પ્રીતમ પીયા પ્યારે રે,
એજી રાજીવલોચન નાથ; પ્રી૦

છિરકત હો રંગ છેલ છવિલે,
મનમોહન મતવારે રે; પ્રી૰ ૧
મારત મુખ પીચકારી મનોહર,
ભરભર રંગ ભયહારે રે પ્રી૰ ૨
મુખ ચુંબત મન મોહન મગમે,
લોકકી લાજ બિસારેરે; પ્રી૰ ૩
અવિનાશાનંદકે નાથ બિહારી,
તુમ જીતે હમ હારેરે પ્રી૰

પદ ૧૪૯

અનિહાંરે આવરે બનમારી રે, ભયે ભૂધર રંગભરેલ; આ૰
ફાગુનમે જોબન મદમાતો, પકરી રોકત પરનારી રે આ૰ ૧
નિકસ ન પાવે નારી નગરમે, ડગરમે રમત બિહારી રે, આ૰ ૨
જે જાવે તાકું રંગમે રોળત, બોલત બાત નઠારી રે; આ૰ ૩
અવિનાશાનંદકે નાથ બિહારી, લોક વેદ હદ ટારી રે. આ૰ ૪

પદ ૧૫૦

અનિહારે બિરજ રહી તુંમકું રે,
એજી અપની ગરજ કે યાર; બિ૰
અબિર ગુલાલસેં બાદર છાયે,
પીચકારી મારી હમકું રે. બિ૰ ૧
ભ્રમત ઘુંમત ભર ભર પીચકારી,
રંગમે રમત રૂંમ રૂંમકું રે; બિ૰ ૨
બજતહે ચંગ ઉપંગ ઝાંઝ ડફ,
મૃદંગ બજત ગુંમ ગુમકું રે. બિ૰ ૩
અવિનાશાનંદ નાથ અવિનાસી,
ગાવત તીલાનો તુંમ તુંમકું રે; બિ૰ ૪

પદ. ૧૫૧.

અનિહાંરે ખેલત રંગ હોરી રે, સહજાનંદ જગવંદ; ખે૦
બસન બસંતી લસંતિ બિહારી, ધારે ધરમ ધુર ધોરીરે. ખે૦ ૧
કેસર કુંમ કુમ અંગ અરગજા, છિરકત રંગ બરજોરીરે. ખે૦ ૨
રંગમે રોરત રંગ રેલ રસિલે, કેસર આગર ઘોરીરે. ખે૦ ૩
અવિનાશાનંદ ગરક કિયે રંગમે, ચંચલ જન ચીત ચોરીરે. ખે૦ ૪

પદ ૧૫૨.

અનિહાંરે સંતન સંગ ખેલેરે, એજી ધરમતનય સુખધામ; સં૦
કસન કસી કટી બસન કમલ દ્રગ, ધસન આત રંગ રેલે. સં૦ ૧
હોરી હોરી કહી ઝોરી ચલાવત, છિરકત રંગ છકેલેરે. સં૦ ૨
સંત સહિત રસબસ હરિ સોહત, માનુ પલાસ પુલેલેરે. સં૦ ૩
અવિનાશાનંદ કે ધુમ મચાઇ, અવિનાસી અલબેલેરે. સં૦ ૪

પદ ૧૫૩

હોરિ ધુંમ મચાવત આજ, પ્રગટ પ્રભુ આઈરે; અનિહાંરે પ્ર૦
જિનકું છુવે રંગ અંગ ઉમંગભર, પાપ સંતાપ બિલાઇરે. પ્ર૦ ૧
ધારત ધ્યાંનમે ધર્મકુંવર ધરિ, પરમાનંદ સુખપાઈરે. પ્ર૦ ૨
સહજાનંદ એ નવીન નામપર, કોટિ નામ બલજાઈ રે. પ્ર૦ ૩
અવિનાશાનંદ કે ઇષ્ટ અનોપમ, સહજાનંદ સુખદાઈરે. પ્ર૦ ૪

પદ ૧૫૪.

પ્રગટ પદ પાયે રે, ભજી પ્રગટ પ્રભુ જગવંદ પ્રગ૦
ધ્રુ પેહેલાદ ભભિખન પાંડવ, ગુનકા તારી ગોહરાયેરે. પ્રગ૦ ૧
ગોપી ગોપ તારે ગજ વાંનર, નિગમાગમ ગુન ગાયેરે. પ્રગ૦ ૨
પ્રગટ પ્રભુ બિનું પ્યાસ ન જાવત, કર મર કોટિ ઉપાયેરે. પ્રગ૦ ૩
અવિનાશાનંદ પ્રગટ પ્રભુ સબહી, સહજાનંદ સુખદાયેરે. પ્રગ૦ ૪

પદ ૧૫૫—રાગ ગરબી.

(અલબેલાજી મારે ઓરડેરે આવોને અલબેલા એ ઢાલ છે.)

કાંના કોરે રો મારે ઘેર કાંમ છે રે, જાવાદો મુજને;
મારૂં રાધાગોરી એવું નામ છે રે. જાવાદો૦ ૧
આ વાટે અમે નિત ચાલીયે રે; જાવાદો૦
દાડી ઉઠીને દાણ કયાંથી આલીયે રે. જાવાદો૦ ૨

વાલા વેતાં ન રોકો વાટમાંરે; જાવાદો૦
મારે જાવું છે જમુનાના ઘાટમાંરે. જાવાદો૦ ૩
જાણો વાર ઝાઝી થઇ અમનેરે; જાવાદો૦
ઘણું કાના શું કૈયે તમનેરે. જાવાદો૦ ૪
માનો અવિનાશાનંદના નાથજીરે; જાવાદો૦
હરી કહું છું જોડી બેઉ હાથજીરે. જાવાદો૦ ૫

પદ ૧૫૬

કર કોટી ઉપાય કહુ કામનીરે, નહી જાવા દેઉ૦
તારે ઘાંખના ઘણી છે ઘાંમનીરે. નહી૦ ૧
ઘણે દાડે આવી છુ હાથમાંરે, નહી૦
એકાએકી નથી કોઇ સાથમાંરે. નહી૦ ૨
રાધાગોરી ચોરી દાણ જાવતીરે, નહી૦
કોઈ દાડે હાથે મારે નાવતીરે. નહી૦ ૩
આજ આવી તું વનમાં એકલી રે, નહી૦
મનગમતી તું મુજને મલીરે. નહી૦ ૪
કેછે અવિનાશાનંદ એમ વાતડી રે, નહી૦
આજ શીથલ કરીશ તારી છાતડી રે. નહી૦ ૫

પદ ૧૫૭.

અમે રાખી મલાજો બોલીયે રે. મનગમતા માવા૦
છેલા છકી ન વનમાં ડોલીયે રે. મન૦ ૧
આવી ટેવ પડી શી તમને રે, મન૦
આવી શીદ સંતાપો અમને રે. મન૦ ૨
તમે દાંણી થયા કયાંથી કારમારે, મન૦
કાના દાણ શોભે દરબારમાંરે. મન૦ ૩
આ કંશ રાજા વાત જાણશેરે, મન૦
તતકાલ તેડાવી તાણશે રે. મન૦ ૪
એવા અવિનાશાનંદના શામ છે રે, મન૦
મુને જાવા દો મારે ઘેર કાંમ છે રે. મન૦ ૫

પદ ૧૫૮

અલી ડોડ ધણો દરબારનો રે; માનની માનીલે.
હું તો ભય ન રાખું સરકારનોરે. માનની૦ ૧
હું તો રાજા તણો મહારાજ છું રે, માન૦
હું તો દાણી અનાદિનો આજ છું રે. માન૦ ૨
કાંઈ બીક નથી મારે કંશનીરે; માન૦
હું તો જડ કાઢીશ એના વંશનીરે. માન૦ ૩
આજ કાલમાં નિશ્ચે જાણજેરે, માન૦
પછે માહાતમ મારૂં વખાણજે રે. માન૦ ૪
જાણી અવિનાશાનંદ કે પ્રતાપનેરે માન૦
આજ દાણ ચુકાવીને આપને રે. માન૦ ૫

પદ ૧૫૯

ઠાલુ ખોટું મુખે નવ ભાખીયે રે, કળીઆળા કાના.
કાંઇ રીત માણસ કેરી રાખીયે રે. કળીઆળા૦ ૧
તમે કંસ રાજાની બીકથીરે, કળીઆલા૦
મધરાતે ભાગી આવ્યા ત્યાં થકી રે. કળીઆળા૦ ૨
બંધીખાને તમારા માતતાતછે રે, કળીઆળા૦
આખા વિશ્વમાં વિખ્યાત વાત છે રે. કળીઆળા૦ ૩
તે તમે ન રાખો બીક કંશની રે, કળીઆળા૦
કાગ શીખવા જાય ચાલ હંશનીરે. કળીઆળા૦ ૪
માટે એલફેલ મુખથી ન બોલીયે રે, કળીઆળા૦
ઠાલા અવિનાશાનંદકે ન ડોલીયે રે. કળીઆળા૦ ૫

પદ ૧૬૦

તું તો બલમાં બોલે બહુ બોલકી રે, નિરલજ હે નારી૦
કુટયા વિના સમી ન થાય ઢોલકીરે. નિરલજ૦ ૧
નાની વેમાં શિખી મોટી વાતડીરે, નિરલજ૦
ઘણી દાઢમાં ભરી છે તારે ઘાટડીરે. નિરલજ૦ ૨
મુને મોટા મોટા જાણે હરી રે, નિરલજ૦
તું ગાંડી શું જાણે ગુજરીરે. નિરલજ૦ ૩

શિવ બ્રહ્મા જાણે મને ઉરમાં રે, નિરલજ૦
તુંતો બોલે છકી બલપુરમાં રે. નિરલજ૦ ૪
કેછે અવિનાશાનંદ એ વાદમાંરે, નિરલજ૦
મુકો* શું જાણે રસના સ્વાદમાં રે. નિરલજ૦ ૫

પદ ૧૬૧

અલ્યા રીત માંણસનીમાં રીજીયે રે, આહીરના છોરા.
નીજ મુખે વખાંણ નવ કીજીયે રે. આહીરના૦ ૧
હોય માપ જણાઇ જાય પોતમાં રે, આહીરના૦
ગુણ આચાર જણાય ગોત[1]માં રે. આહીરના૦ ૨
પ્રભુ હોય જણાઇ જાય પંડમાં રે, આહીરના૦
પરનારી પરાણે દંડ મારે. આહીરના૦ ૩
મોટી વાત કરી નવ રીઝીએરે, આહીરના૦
બહુ ફેલ કરતાં બીજીયે રે. આહીરના૦ ૪
કે છે અવિનાશાનંદ દીલ ધારજો રે, આહીરના૦
વાલા લક્ષણ ખોટાં વીસરજો રે. આહીરના૦ ૫

પદ ૧૬૨

તું તો ગર્વે ભરાણી ગુજરીરે; ગુણવંતી ગોરી
મુને દે છે શીખામણ સુંદરી રે. ગુણ૦ ૧
હું તો માપ રાખી કહું તુજને રે, ગુણ૦
મદમાતી ગણે નહી મુજને રે. ગુણ૦ ૨
આવ્ય ઓરી ચુકાવી દે દાંણનેરે, ગુણ૦
નહી તો ફુટશે મટુકી તારી જાણજે રે. ગુણ૦ ૩
દીધા વિના જાવે જો દાંણ છે રે, ગુણ૦
નંદ બાવાની તુજને આંણ છે રે. ગુણ૦ ૪
કે છે અવીનાશાનંદ નથી બોલતી રે, ગુણ૦
ચાળાદાર ચતુરા આંખ્યો ચોળતી રે. ગુણ૦ ૫

પદ ૧૬૩

કેમ જોર જણાવે છે કારમારે; કાનુડા કાળા
દાણ લેવા ઉભો છું સવારમાં રે. કાનુડા૦ ૧

* બોબડો ૧ ગોત્ર.

રીતે પ્રીતે રહી દાંણુ માગજે રે; કાનુડા૦
રખે મહીની મટુકી મારી ભાગજે રે. કાનુડા૦ ૨
નથી લાજ નીરલજ તારા અંગમાંરે, કાનુડા૦
છકયો છોરા તું બોલે કુઢંગમાંરે. કાનુડા૦ ૩
દાડી ઉભો લેવા દોડી દાંણુને રે, કાનુડા૦
કુબ્ઝુ માને છે નંદની આંણુને રે. કાનુડા૦ ૪
હોય રાજા તો આંણુ મનાય છે રે, કાનુડા૦
કવિ અવિનાશાનંદ કહી ગાય છે રે. કાનુડા૦ ૫

'દ ૧૬૪

મદમાતી મુખે બોલે માનનીરે; ગુજરી ગોકુલની
નથી વાત જાંણુતી કાળા કાંનનીરે. ગુજ૦ ૧
તું તો આંણુ ન માને નંદનીરે, ગુજ૦
ફેલ રીત શિખિ ઘણા ફંદનીરે. ગુજ૦ ૨
જાણી જોઈ બોલે છે જોરમાં રે, ગુજ૦
તું છકી જવાનોના તોરમાં રે. ગુજ૦ ૩
આજ ગર્વ હરૂં તારા મનનોરે, ગુજ૦
કરૂં શીથલ રંગ તારા તનનો રે. ગુજ૦ ૪
તારે રૂપ ઘણું લાજતો નથી રે, ગુજ૦
એમ અવિનાશાનંદ કે છે કથી રે. ગુજ૦ ૫

પદ ૧૬૫.

આવ્ય ઓરો ચુકાવિ આપુ દાણુનેરે, કપટી કાનુડા.
બ્રકુભાંણુની બેટી મુને જાંણુનેરે. કપટી૦ ૧
દાંણુ લીધાની આશા રાખ મારે, કપટી૦
તું જેવા દાણી રાખું કાખમાંરે. કપટી૦ ૨
તારા જેવી જે હોય જગ નારનેરે. કપટી૦
તેની સાથે તું કરજે પ્યારનેરે. કપટી૦ ૩
મારે તારે બને નહી બાતમાંરે, કપટી૦
જાણે ફેર ઘણો નાત જાતમાંરે. કપટી૦ ૪
તારે માથે મોટી ખોટી છાપ છેરે, કપટી૦
કે છે અવિનાશાનંદ બે બાપ છેરે. કપટી૦ ૫

પદ ૧૬૬.

સુંણી રીસ ચઢી વૃજરાજનેરે, કોપ્યા કાનુડો૦
જ્યારે બોલી રાધા મેલી લાજનેરે. કોપ્યા૦ ૧
જોર કરી મટુકી મેં માથથીરે, કોપ્યા૦
હરી ઉપાડી લીધી હાથથીરે. કોપ્યા૦ ૨
મેં પીધું પાયું નીજ દાસનેરે, કોપ્યા૦
અતી પુરી અંતરની આશનેરે. કોપ્યા૦ ૩
છલ કરી માર્યો નખ છાતડીરે, કોપ્યા૦
કાંધી ન કરવાની વાતડીરે. કોપ્યા૦ ૪
લાગ ફાવ્યો નહીં રાધા જોવતીરે, કોપ્યા૦
કે છે અવિનાશાનંદ રહી રોવતીરે. કોપ્યા૦ ૫

પદ ૧૬૭.

ગઇ રાવ કરવાને કારણેરે, કે રાધા ગોરી૦
આવી ઉભી જસોદાને બારણેરે. કે રાધા૦ ૧
વાત સાંભલો જશોદા માવડીરે, કે રાધા૦
કાનો અનીત કરે કેમ અવડીરે. કે રાધા૦ ૨
આજ ફોડી મટુકી રોકી ઘાટમાંરે, કે રાધા૦
તારો પુત્ર ચાલ્યો બારે વાટમાંરે. કે રાધા૦ ૩
ફાડિ કંચુકી નખ માર્યો છાતીયેરે, કે રાધા૦
બિજિ વાત નથી કેવાતિ મેરે. કે રાધા૦ ૪
નીત કેડે પડયો કરી તાંનનેરે, કે રાધા૦
કે છે અવિનાશાનંદ વારો કાંનનેરે. કે રાધા૦ ૫

પદ ૧૬૮.

નીત ઉઠી એ મારગે જાવુંરે, જશોદાજિ માતા૦
એને ખુંચી જોરે મેં ખાવુંરે. જશો૦ ૧
કોને ગોકુલમાં કેમ રેયેરે, જશો૦
એના દુઃખથી કયાં અમો જઇએરે. જશો૦ ૨
આવો લાડવાયો કેમ કીધોરે, જશો૦
એને રાખજ્યો આજથી સીધોરે. જશો૦ ૩

નેતો કરશું રાજાને જઇ જાંણુનેરે, જશો૦
પીલી લેશે તમારા પ્રાંણુનેરે. જશો૦ ૪
કે છે અવિનાશાનંદ ઉર આંણુજોરે, જશો૦
કૌણુ વાત જુઠી નવ જાંણુજ્યોરે. જશો૦ ૫

પદ ૧૬૯

સાંઝે મોરલી વાતા મરમાલોરે, આવ્યા અલબેલો૦
કોડીલો કાંનવર કાલોરે. આવ્યા૦ ૧
પોતે ખોલે બેસારી કરી ખાંતેરે, આવ્યા૦
પુછે હેતે જશોદાજી માતેરે. આવ્યા૦ ૨
કેમ લુંટે કાના મૈયારીરે, આવ્યા૦
આવી શી પડી ટેવ નઠારીરે. આવ્યા૦ ૩
ઘેર દુઝે છે નવ લાખ ગાવડીરે, આવ્યા૦
શી ખોટી પડી ટેવ આવડીરે. આવ્યા૦ ૪
કૌણુ અવિનાશાનંદના વાલમારે, આવ્યા૦
હવે ચાલ કુચાલ તું ચાલમારે. આવ્યા૦ ૫

પદ ૧૭૦.

ને રાજા ગાયું ચારી જીવીયેરે, છેલવર છોગાલા૦
પાયે પ્રીતે તો મૈ તેનું પીવીયેરે, છેલ૦ ૧
ઝાઝી છેડ ન કીજે પરનારનીરે, છેલ૦
માથે બીક મોટી દરબારનીરે છેલ૦ ૨
રીત રાખી રૈયતમાં રીઝીએરે, છેલ૦
કાના આળું કેની નવ કીજયેરે. છેલ૦ ૩
બહુ વેર છે આપણા વંશનેરે, છેલ૦
કોઈ જાઇ કેશે વાત કંશનેરે. છેલ૦ ૪
પાપી રાજા દેશે પીડા પંડનેરે. છેલ૦
લુંટી ઘર લેશે દેશે દંડનેરે, છેલ૦ ૫
કે છે અવિનાશાનંદ સત્ય જાણુજોરે, છેલ૦
પ્યારા ખોટું નથી પરમાણુજોરે. છેલ૦ ૬

પદ ૧૭૧.

હસી બોલ્યા મનોહર માવજીરે, માતાજી સુંણીએ૦
એને મનમાં ભેટયાનો ભાવજીરે. માતા૦ ૧
દાંત ચાવવાના બીજા દેખાડવારે, માતા૦
મન લોકનો ભરમ મટાડવારે. માતા૦ ૨
એને મારે પૂરવની પ્રીત છેરે, માતા૦
મારૂં એના સ્વરૂપમાં ચીત છેરે, માતા૦ ૩
એના સારૂ ધાર્યો મેંતો દેહ છેરે, માતા૦
નીત નવો એને મારે નેહ છેરે. માતા૦ ૪
એમ અવિનાશાનંદ કે ઉમંગમાંરે, માતા૦
સુંણી રાધા પાંમી સુખ અંગમાંરે. માતા૦ ૫

પદ ૧૭૨.

રીસ ટલી ને રીઝ થઇ અંગમાંરે. પ્રીતમ પ્યારીને૦
સુખ પામ્યા પરસસર સંગમાંરે, પ્રીતમ૦ ૧
આવિ પૂરવની વારતા સાંભળીરે. પ્રીતમ૦
રીસ શાડ હતી સરવે ટલીરે. પ્રીતમ૦ ૨
દોષ બુદ્ધિ લીલામાં ધારશેરે. પ્રીતમ૦
તેને જરૂર જમદુત મારશેરે. પ્રીતમ૦ ૩
જાણી નિર્ગુંણ લીલા ગાવશેરે, પ્રીતમ૦
તે તો જરૂર ધામમાં જાવશેરે. પ્રીતમ૦ ૪
કે છે અવિનાશાનંદ પુરો આશનેરે, પ્રીતમ૦
દીન જાણી તમારા દાસનેરે. પ્રીતમ૦ ૫

## હિંડોળાનાં પદ.

---

પદ ૧૭૩.–રાગ સારંગ હીંડોરો ડોલનો ભાવ છે.

ઝુલત ધરમ કુમાર હિંડોલામે ઝુલત૦
પુરૂષોત્તમ પરિબ્રહ્મ પુરાતન,
અખિલ જકત આધાર; હિંડોરા૦ ૧

અજ અદ્વૈત નીરંજન અચ્યુત,
અગુણુ સગુણુ નીરધાર;
શેશ મહેશ શારદ શ્રુતિ સેવત,
સરજત સકળ સંસાર. હિંડારા૦ ૨
હિરા માંણેક જડિત્ર હિંડારે,
શોભાકો નહી પાર;
કંચન દાડિમ લટકત બહુ બિધિ,
ઝલકત તેજ અપાર. હિંડારા ૩
ચિત્ર વિચિત્ર સો ચહુ દીશી સોહત,
મન મોહત નરનાર;
ચહુકોર ચિતવત શામ ચતુરવર,
શિરપર કિરીટ સુધાર. હિંડારા૦ ૪
મુકત મુનિ કર ગ્રહિકે ઝુલાવત,
ગાવત સારંગ સાર;
અજબ અલોકીક શાંમ છબિપર,
અવિનાશાનંદ બલહાર. હિંડારા૦ ૫

પદ ૧૭૪.

ઝુલત આનંદ કંદ હિંડારામે, ઝુલત૦
બસન બસંતી ધારી બિહારી, શ્રીહરી સહજાનંદ; હિંડાલે૦ ૧
બાર દ્વાર દરશન પ્રભુ દેવત, કરૂનાનિધિ સુખકંદ;
રતન જડીત્ર સો કનક હિંડાલો, દેખિ લજત સુરચંદ. હિંડાલે૦ ૨
ઝુલત શામ ઝુલાવત મુનિગન, જય જય કરત આનંદ;
ભવ બ્રહ્માસુર રાજ કાજ તજિ, નિરખત છબિ વૃષનંદ. હિંડાલે૦ ૩
કુંજ પૂંજ મહી ઝુલત સુંદર, શોભા ધામ સ્વચ્છંદ;
છિરકત રંગ ઉમંગસે છેલો, અલબેલો જગવંદ. હિંડાલે૦ ૪
લાલ ગુલાલ અબિર ઉડાવત, માનહુ મસ્ત ગયંદ;
બખંત રંગ હખંત મન બહુ બિધિ, કવિ અવિનાશાનંદ. હિંડાલે૦ ૫

પદ ૧૭૫.

ઝુલત જનસુખકારી હિંડોરેમેં૦
શોભા ધામ કામ મદ ભંજન, જન રંજન જયકારી. હિંડો૦ ૧
પીચકારી ભરી મારત પ્રીતમ, ઝુલત છેલ બિહારી;
લાલ ગુલાલકી ઝોરી ચલાવત, ગાવત તાંન દે તારી. હિંડો૦ ૨
મસ્ત ભઇ રંગ ખેલત મોહન, કીચ મચાયો ભારી;
માનહુ ભાદો ઘનઝરી લાઇ, બરખત હરખ બધારી. હિંડો૦ ૩
એકહી શામ અનેકસે ખેલત, પ્રીતમ ગ્રહી પીચકારી;
માનહુ રૂપ અનેક ધરી હરી, ખેલત ખેલ ખેલારી. હિંડો૦ ૪
ચકીત હોત લખિ શામ ચતુરકું, બ્રહ્મા ભવ ભયહારી;
અવિનાશાનંદ એ અજબ પીયાકી, બાનકપર બલહારી. હિંડો૦ ૫

પદ ૧૭૬

ધુંમ મચાવત ધાઇ હિંડોરામેં૦
ઝુલત શામ સો કુંજ ગલીનમેં, સંતન સંગ સુખદાઇ. હિંડો૦ ૧
બજત હે તાલ પખાજ ઝાંઝ ડફ, દુંદુંભિ દેવ બજાઇ;
બરખત સુમન ઝરી નહુ હરખત, નભ પથ મોદ ન માંઇ હિંડો૦ ૨
રંગ રંગ રંગચોળ કીયે હે, લાલ ગુલાલ ઉડાઇ;
ગરક કીયે હરીજન બહુ રંગમેં, અંગમે હરખ બઢાઇ. હિંડો૦ ૩
અતિ સુખ દીનો શામ અલોકીક, લૌકીક આશ મીટાઇ;
ખેલ પૂરન કરી ખળદળ ખંડન, જનરંજન કરવાઇ. હિંડો૦ ૪
બહુત બેર યું રમી કે બિહારી, મગન કીયે બાઇ ભાઇ;
અવિનાશાનંદ વૃષનંદ છટા પર, બારબાર બલ જાઇ. હિંડો૦ ૫

પદ. ૧૭૭. રાગ સોરઠ હિંડોરા.

ઝુલે ફુલન હિંડોલે ઘનશામ હો શામ ઝુલે૦
ફુલનકે હિંડોલે ઝુલે, અંગ અંગ તન બસન અમુલ્યે;
નિરખત છબી મન ફુલે, નરને ભામ. ઝુલે૦ ૧
સંત ઝુલાવે શામ સુહાગી, લગન મગન લાલનસે લાગી;
ભાવટ ભવકી ભાગી, ભયે નિષ્કામ ઝુલે૦ ૨

કુલનમે ગરકાવ ભયે હે, અંગો અંગ આનંદ છયે હે;
જય જય દેવન વૃંદ કયે હે, નિરખિ શોભા ધામ. ઝુલે૦ ૩
કવિ અવિનાશાનંદ કહાવે, ગુન પ્રગટકે નીશદીન ગાવે;
આનંદ અંગ ન માવે આઠુ જામ. ઝુલે૦ ૪

પદ ૧૭૮.

ઝુલે રતન હિંડોલે વૃષલાલ હો લાલ ઝુલે૦
રતન હિંડોલે રસીક રસીલો, ઝુલે નવ ઘન છેલ છબીલો;
રૂચીર રસીલો ધારી મોહન માળ. ઝુલે૦ ૧
ઈંદ્રાદીક દેખન સુર આવે, પરમાનંદ નવીન સુખ પાવે;
ગુણસાગર ગુણ ગાવે, રસીક રસાળ. ઝુલે૦ ૨
જય જયકાર હોત જગમાંઇ, ઝુલત રતન હિંડોલે ઝુલાઈ,
જન સંતન સુખદાઇ, કરતે ખ્યાલ. ઝુલે૦ ૩
મોર મરાલ હિંડોળે શોભે, અવિનાશાનંદ લખિ મન લોભે,
પ્રાણ પ્રીતમ છબી થોભે, મન પ્રતિપાલ ઝુલે૦ ૪

પદ ૧૭૯

ઝુલે કનક હિંડોળે સુખકંદ હો કંદ ઝુલે૦
કનક હિંડોલે જન સુખકારી,
ઝુલે ભવભંજન ભયહારી;
બસન ભુખણ તન ધારી;
સહજાનંદ હાંરે હાં પ્યારી સહજાનંદ. ઝુલે૦ ૧
પ્રેમી ઝુલાવે પ્રેમ કરીને,
રેશમ દોરી હાથ ધરીને:
હરીજન હેતે હેરે હરીને;
જેમ ચકોરને ચંદ હાંરે હો; ઝુલે૦ ૨
ઝાંઝ મૃદંગ ઝાલરી બાજે;
શબ્દ સુનત શુભ ત્રિલોવન ગાજે;
દર્શન કાજે આવે દેવન વૃંદ હાંરે હાં; ઝુલે૦ ૩

કોટિક કામ ધામ છબી ધારિ;
અવિનાશાનંદ કે બ્રહ્મચારી;
તન મન ધન સબ વારી;
લખિ જગવંદ હાંરે હાં ઝુલે૦ ૪

પદ ૧૮૦

ઝુલે હિંડોળે પ્રીતમ પીયા પ્રાંણુ હો પ્રાંણુ. ઝુલે૦
શોભા ધામ કામ મદ ગંજન, રાજીવ લોચન જન મનરંજન;
ભક્તનકે ભયભંજન, શામ સુજાણુ. ઝુલે૦ ૧
હરખત બરખત હે બાદુરવા, દાદુર મોર નચાવત શોરવા;
બિરહિ કાળજ કોરવા, પ્રગટ પ્રમાંન. ઝુલે૦ ૨
હિંડોલે હરખિ હરી ઝુલે, પ્રેમી જન મનમે લખી ફુલે;
દરશનને મન ભૂલે, કરત વખાંણુ. ઝુલે૦ ૩
હરી હિંડોળાની છબિ નિરખી, અવિનાશાનંદ નિજ મન હરખિ;
શોભા નહી એહિ સરખી, કહું નિરવાણુ. ઝુલે૦ ૪

પદ ૧૮૧—રાગ હીંડોલા.

નવલ હિંડોળે ઝુલે નવલ વિહારી નવલ૦
છેલ છપૈયામેં નવલ હિંડોળે, ઝુલે અતિ પ્રેમ વધારી. ઝુલે૦ ૧
ગરજત ગગન બાદુરવા બરખત, હરખત લખી નરનારી. ઝુલે૦ ૨
ઝુલત શામ ઝુલાવત મુનિગન, વિદીત વૃહદ વ્રતધારી. ઝુલે૦ ૩
અવિનાશાનંદ એ શામ છબી પર, તનમન પ્રાન લે વારી. ઝુલે૦ ૪

પદ ૧૮૨.

ઝુલત હિંડોળે બેની ધર્મદુલારો, ઝુલ૦
કનક હિંડોળામેં ઝુલે કમળદ્રગ;
કટી કસી બાંકો કટારો. બેની૦ ૧
ગાવત ગુણી જન મુનિ જન સબહી;
નવઘન નાથ નિહારો. બેની૦ ૨
સુમન બસન તન સોહત સુંદર,
પ્રીતમ પ્રાણુસે પ્યારો. બેની૦ ૩
અવિનાશાનંદ એ આનંદઘન છબિ,
અંતર માંહી ઉતારો. બેની૦ ૪

પદ ૧૮૩.

રતન હીંડોરે ઝુલે રસીક રસીલો રતન૦
રાજીવ દ્રગ ઝુલે રતન હીંડોરે, દાસન ત્રાસ નસીલો. ઝુલે૦ ૧
લોલ વિલોચન કુંડળ લલકત, ઝલકત જામેઃ લસીલો. ઝુલે૦ ૨
અનંગ વિમોહન અંગ અનોપમ, મંદ મુખ મધુર હસીલો.ઝુલે૦૩
અવિનાશાનંદ કે શ્યામ મનોહર, વાલમ ઉરમાં બસીલો. ઝુલે૦ ૪

પદ ૧૮૪.

આજ તો અનોખી છબિ બને બનવારી. આજ૦
ચિત્તરંજન અંજન જુત લોચન,
મોચન ભવભયહારી. છબિ૦ ૧
કર કંચન ગ્રહી ડાંડિ મનોહર,
શિરપર મુગટ સુધારી. છબિ૦ ૨
ચિત્રવિચિત્રહિ ચારૂ હિંડોળે,
ઝુલત નવલબિહારી. છબિ૦ ૩
અવિનાશાનંદ એ પ્રાંનપીયાકી,
મુરતી ઉરમે ઉતારી. છબિ૦ ૪

પદ ૧૮૫—રાગ હીંડોળા.

રતન હિંડોળે ઝુલાવે, જસોદા મૈયા રતન૦
માતા ઝુલાવે ને મોહન ઝુલે, હેત અધીક જણાવે જસોદા૦ ૧
ગોરી ઝુલાવવા આવિ ગોકુળની,
પ્રેમમગન ગુણ ગાવે. જસોદા૦ ૨
નવઘન મુરતી નાથની જોઇને,
નેણાં ત્રપત નવ થાવે. જસોદા૦ ૩
અવિનાશાનંદ દેખિ અવિનાશી,
આનંદ ઉર ન સમાવે. જસોદા૦ ૪

પદ ૧૮૬.

હિંડોળાની છબી ભારી, શોભે અતી. હિંડો૦
કનક તણી શોભે ડાંડી મનોહર, નંગજડીત્ર અપારી. શોભે૦ ૧
મખમલની માંહી ગાદી મનોહર, કનક છડી સુખકારી. શોભે૦ ૨

સોના રૂપાના મોર શોભે છે, આનંદકારી અપારી. શોભે૦ ૩
અવિનાશાનંદ દેખિ અવિનાશી, પ્રેમ મગન જાય વારી. શોભે૦ ૪

પદ ૧૮૭.

ઝુલત શ્યામ સોહાગી હિંડોળામે ઝુલત૦
રેસમદોરી હાથમાં લૈને, ઝુલાવે જન બડભાગી. ઝુલે૦ ૧
તાલ પખાજ બજાવત તાનસેં, અંતર કરી અનુરાગી. ઝુલે૦ ૨
છત્ર ચમર છડીદાર છકીને, જય જય વદે વર માગી. ઝુલે૦ ૩
અવિનાશાનંદ દેખી અવિનાશી, લગન લાલન સંગ લાગી. ઝુલે૦ ૪

પદ ૧૮૮.

ઝુલે છે છેલ છોગાળો હીંડોરામે ઝુલે૦
મુગટ મણીમય માથે મનોહર,
ઓઢયો છે નવલ દુસાલો. હિંડોરા૦ ૧
ઝુલત હાર બાજુબંધ ગજરા;
પેરીને ધર્મનો લાલો. હિંડોરા૦ ૨
દરસન દેવે છે દાસને દેખી,
મોહનવર મરમાળો; હિંડોરા૦ ૩
અવિનાશાનંદ દેખી ઉર અંતર,
રાજી નેણ રૂપાળો. હિંડોરા૦ ૪

પદ ૧૮૯–રાગ પ્રભાતી.

આજ પ્રીતમ પીયા આનંદકારી;
ભવભયહારી મોહન મોહોલે પધાર્યા;
આવતા જોઇને આનંદદાતારે;
પેખીને ચરણ પખાળા રે. આજ૦ ૧
નિરખ્યા નવલપીયા નેણાં ભરીનેરે;
પલંગ ઉપર પધરાવ્યા રે; આજ૦ ૨
ભાવતાં ભોજન ભાવ ભરીને રે;
ભુધરને મે જમાડ્યારે. આજ૦ ૩
જમી જન રંજન શામ પીયાજીરે:
આલીંગન અતી આપ્યુ રે; આજ૦ ૪

અવિનાશાનંદના નાથ વિહારી રે;
જનમ મરણુ દુઃખ કાપ્યું રે. આજ૦ ૫

પદ ૧૯૦

ધર્મકુંવર ઘનશામ મનોહર,
પૂરણુ બ્રહ્મ સુખરાશી;
શેષ મહેષ શ્રુતિ શારદા સેવેરે;
અખંડ અજીત અવિનાશીરે; ધર્મ૦ ૧
ધારણુ કરવા ધર્મ ધરામેં રે,
આનંદ કંદ પ્રભુ આવ્યારે;
પ્રેમીજનના પ્રીત કરીને રે;
પાપ સંતાપને સમાવ્યા રે. ધર્મ૦ ૨
જે જન આવ્યા જીવન શરણે રે,
આનંદ આપો અપારીરે;
અવિનાશાનંદ જોઇ છબિ અવિનાશીરે;
તન મન પ્રાણુ બલિહારીરે; ધર્મ૦ ૩

પદ ૧૯૧.

ધર્મકુંવર છબિ ધ્યાનમાં ધારો રે;
જન્મ મરણુ દુઃખ જાવે. ધર્મ૦
ભવચોરાશી જમ દુખ ભાગે રે;
પરમાનંદ સુખ પાવે રે; ધર્મ૦ ૧
દયાનિધિ ધારિ દયા ને દીલમાં રે;
ધરા ઉપર તનુ ધારી રે. ધર્મ૦ ૨
કામ ક્રોધાદીક કર્મ કઠીન કલી;
નાશ તે કરતા નિહારીરે. ધર્મ૦ ૩
જે રીપુ મરે નહી સતજુગમાંઇ રે;
માર્યો તેને કલી માંઇ રે; ધર્મ૦ ૪
અધિક પ્રતાપ જણાવ્યો આ ફેરે રે;
શામ સુંદર સુખદાઇ રે. ધર્મ૦ ૫

અનંત પ્રતાપ જણાવિને અવનિરે;
દાસને બહુ સુખ દીધું રે. ધર્મ૦ ૬
અવિનાશાનંદ કહે અવતારિરે;
કોટિ જનનું કામ કીધું રે. ધર્મ૦ ૭

પદ ૧૯૨

સતસંગી હોય તેને વેલા સવારમાંરે,
ધ્યાન પ્રભુનુ ઉરમે ધરવું;
શોચ ક્રિયા કરી સ્નાન કરીને રે,
કામ વેપારનું કરવું રે સત૦ ૧
ચારૂ ચરણ ચિતવીયે ચિતમાં રે,
સોલે ચિન્હ સહોતરે;
પાની ઘુંટી પીંડી સાથલ પેખીરે,
ચિતવીયે ધારી ચીત રે. સત૦ ૨
શામ કટી નાભિ ઉદર શોભતું રે,
ત્રિવલિ સહિત વિરાજે રે;
જુગલ ભુજ છબી ગજ સૂંઢ જેવારે.
સંભારો જન સુખ કાજેરે સત૦ ૩
વદનકમલ સમ દશન વિલોકીરે
ભાલ ભમર દ્રગ ભારીરે;
ધારવું નિશદિન ધ્યાનમાં ધારી .
અવિનાશાનંદ કે નિહારીરે, સત૦ ૪

પદ ૧૯૩.

જાગો જગતપતી જીવન મારારે, ભોર ભયો ભય હારી;
ચિડિયાં બોલે ચહુ દિશમાંઇરે,
કાગ કપોત સુખકારીરે. જાગો૦ ૧
મોતી જોતી જુવો મલીન થઇ છેરે,
નિરખો મથે મૈ નારીરે. જાગો૦ ૨

પ્રેમીજન ગાવે રાગ પ્રભાતીરે,
પ્રીતમ પ્રીત વધારી રે. જાગો૦ ૩
ગાયોના ગાલા તો છુટયા મારા વાલારે,
જુવોને નેણું ઉઘારીરે, જાગો૦ ૪
ગોકુલ ગામની આવિ ગોવાલણિરે,
પ્યારા બોલાવવા પ્યારીરે, જાગો૦ ૫
દાણુ તમારૂં લ્યોને તમે દાંણીરે,
બોલે છે વારે પોકારી રે. જાગો૦ ૬
આલસ મોડીને ઉઠયા અલબેલો રે,
ગુણુસાગર ગિરધારી રે. જાગો૦ ૭
દંતધાવન કરી દુધને પીધું રે,
પ્યારે બદન પસારી રે. જાગો૦ ૮
અવિનાશાનંદ એહુ કાંન કુંવરને રે,
ધારે છે ઉર માંઈ ધારી રે. જાગો૦ ૯

પદ ૧૯૪. રાગ સોરઠા ગરબી.

આજ મારા ઓરડીઆમાં રે, આવ્યા અલબેલો અવતારી;
સખા ને સંગે ને અતી ઉછરંગે, શામ સુંદર સુખકારી. આજ૦ ૧
દૂધથી પાવ પખાલ્યા મેં દેખી, પલંગ ઉપર પધરાવ્યા;
આનંદઘન અવલોકીને અંતર, વિરહોના તાપ સમાવ્યા. આજ૦ ૨
પુછી પરસ્પર સ્વાગત પ્રીતથી, દુખ હરીયા દૂર કીધા;
આલીંગન કરી અંગ મેલાવી, લાવ અલૌકીક લીધા. આજ૦ ૩
સમજાવી મુને સાંનમે સજની, રજનીમેં સુખ આપ્યું;
અવિનાશાનંદને નાથ અમારૂં, જન્મમરણુ દુઃખ કાપ્યું. આજ૦ ૪

પદ ૧૯૫

આજ મારા અંતરમાંઇ રે, આલી આનંદઓઘ ન માયે;
જક્તના કારણુ જીવન જગના, હસી હસી કંઠ લગાયે. આજ૦ ૧
સ્નેહભરી મુને વાત સુણાવે, તનની ત્રપત મીટાવે;
વાલપ કરી હરી વાલ વધારે, વાત કહી નવ જાયે. આજ૦ ૨

નેણુ વેણુમાં નાથ નીહારી, પરમાનંદ પમાયે;
વિરહ વ્યથા કહિ કથા વિહારી, પ્રીતમ દૂર પલાયે. આજ૦ ૩
રસીક બિહારી કહી રસ બતીયાં, છતિયાંમે છેદ કરાયે;
અવિનાશાનંદને નાથ આવિને, આનંદઘન વરસાયે. આજ૦ ૪

પદ ૧૯૬.

આજ મારા મંદરિયામાં રે, વાલો રમઝમ કરતા રે આવ્યા;
કનક થાલ માંઈ ભરી સગ મોતી, વાલમને મેં વધાવ્યા. આ૦ ૧
મનગમતા મનહર નીજ મોહન, સાથીરાને સાથે લાવ્યા;
સુજને નિરખિને મનમોહન, અમૃતઘન વરસાવ્યા. આજ૦ ૨
મનની સાથે મંન મેલાવી, પૂરણ હરખ પમાવ્યા;
ભાળીને હું તો થઈ બડભાગી, ત્રીવિધિ તાપ સમાવ્યા. આજ૦ ૩
રહસ્ય વાત કરી રસ રીત્યે, પ્રીત્યેથી મોહ પમાવ્યા;
અવિનાશાનંદને નાથ આવિને, બહુ હેતેથી બોલાવ્યા. આજ૦ ૪

પદ ૧૯૭

સુણો મારી સજની રે, કહું વાલપણાની રીતિ;
ધર્મનીમ પાળે દ્રઢ ધારી, અંતર ટાળે અનીતી. સુણો૦ ૧
મન વશ રાખે અસત્ય ન ભાંખે, નાવે ધોવે શુભ નીતી;
ધ્યાંનમાં ધારે મૂરતી હમારી, મન ઈંદ્રિયોને જીતી. સુણો૦ ૨
પરપુરૂષ પરસંગ ન રાખે, ભાળીને ભવમાં ભીતી;
ફેલ ફંદ ત્યાગે ફરે પુલી, ચરણકમળ મારે પ્રીતી, સુણો૦ ૩
આવિ સમઝણ જેના અંતરમાં, અતી પ્રીય મોહી કહીતી;
અવિનાશાનંદનો નાથ કહે છે, સીખની વાત સહીતી. સુણો૦ ૪

પદ ૧૯૮—રાગ પરજ

પ્યારા છે રે પ્યારા છે ઉદ્ધવ
ભક્ત અમને પ્યારા છે. ઉદ્ધવ૦ ૧
ઘરમાં રહે તો એહી [illegible]ત રહવે,
જેમ પરૂણા ઘરદ્વારા છે. ઉદ્ધવ૦ ૨
મસ્ત ફરે જગમાંહી મનોહર,
વરજીત સકલ વિકારા છે રે. ઉદ્ધવ૦ ૩

ફેલ કરે નહી ફંદ તજીને,
શાંત દાંત જગ સારા છે રે. ઉદ્ધવ૦ ૪

અવિનાશાનંદનો નાથ કહે એમ,
પ્રેમી નેમી મતવારા છે રે. ઉદ્ધવ૦ ૫

પદ ૧૯૯.

સાચા છે રે સાચા છે રે ઉદ્ધવ સત્સંગી એ તો સાચા છે.

દારૂ માટી ચોરી ત્યાગે અવેરી,
ચરણ કમલ મારે રાચા છે રે. ઉદ્ધવ૦ ૧

જનમોજનમ મારૂં જતન કરે છે,
જાણી સનેહી મુને જાચા છે રે. ઉદ્ધવ૦ ૨

ભક્ત થઈને ભવનાં સુખ ઇચ્છે,
કહું છું તે તો જન કાચા છે રે, ઉદ્ધવ૦ ૩

માયામાં સુખ લેશ ન માંને,
નરપતી સુરપતી નાચા છે રે. ઉદ્ધવ૦ ૪

શ્રીમુખથી એમ શ્રીહરી કીધું,
અવિનાશાનંદ એમ સત્ય વાચા છે રે. ઉદ્ધવ૦ ૫

પદ ૨૦૦

આવ્યા છે રે આવ્યા છે રે સજની અલબેલો ઘેર આવ્યા છે.

મોટા મોટા રે લેઈ મુનિજન સંગે,
ભાળીને અમને ભાવ્યા છે રે. સજની૦ ૧

ઉઠી ઉતાવળી ઉમંગ ભરીને રે,
ગજ મોતીથી વધાવ્યા છે રે. સજની૦ ૨

ભાત ભાતનાં રે ભોજન ભાવેથિ,
જીવનને મેં જમાવ્યા છે રે. સજની૦ ૩

અવિનાશાનંદના નાથને આલી,
નિરખિ તાપ સમાયા છે રે. સજની૦ ૪

પદ ૨૦૧.

ધન્ય ઘડી છે રે ધન્ય ઘડી છે રે,
આજની તો વાલમ આવ્યા મારે ધન્ય ઘડી છે.
શીવ સનકાદી જેનું ધ્યાંન ધરે છે રે,
જોતાં તે મુને વસ્તુ જડી છે રે. આજ૦ ૧
અમૃતઘન વરસાવિયા આવી,
ફાવિ તેવિ વાલે કીધી ઝડી છે રે. આજ૦ ૨
ચટક મટકતી તો ચાલ ચાલે છે,
છેલ રંગિલિ કર લિધિ છડી છે રે. આજ૦ ૩
પ્રાંણપતી પુરૂષોતમ પૂરણ,
પેખવાનિ મારે ટેવ પડી છે રે. આજ૦ ૪
અવિનાશાનંદ કહે જોઇને અંતરમે,
ચારૂ ખુમારી મારે ચીત ચડી છે રે. આજ૦ ૫

પદ ૨૦૨. રાગ ગરબી.

કેમ કરીએ સાહેલી, કાનુડો કેડે પડયો રે;
મોહન છોગાં મેલી. કાનુડો૦ ૧
આવે અચાનક આલું કરંતો,
ફંદ કરંતો ફેલી. કાનુડો૦ ૨
હેતે કરી નાંખે હાથ હૈયામાં,
બળવંત બળભદ્ર બેલી. કાનુડો૦ ૩
અવિનાશાનંદનો નાથ મનોહર,
છકયો છે છકમાં છેલી. કાનુડો૦ ૪

પદ ૨૦૩

લાજ લેવે છે મારી આલી કાનુડો કોડે કરીરે;
લોક વેદની હદ ટાળી. કાનુડો૦ ૧
ચુંનડ નવરંગ ફાડી ચતુરવર,
ભુધર ભાવેથી ભાળી. કાનુડો૦ ૨
ગોરી ગોરી ગુજરી જોઈ ગોકુળની,
છાંનો આવે કેડે ચાલી. કાનુડો૦ ૩

અવિનાશાનંદનો નાથ આવિને,
મોહની નાંખે છે મરમાળી. કાનુડો૦ ૪

પદ ૨૦૪.

છેલવર છકયો છોગાળો, જમુનાંને કાંઠે ઉભોરે;
મોરલી વાય છે મરમાળો. જમુ૦ ૧
ગ્વાલ બાલ પાસે લઇને ગોવિંદજી,
રાગ આલાપે રૂપાળો. જમુ૦ ૨
હેલ ભરીને હું જાતીતી હેલી,
કેડે પડયો કાંન વર કાળો. જમુ૦ ૩
અવિનાશાનંદનો નાથ મુખ મારૂં,
ચુંબન કરે કરી ચાલો. જમુ૦ ૪

પદ ૨૦૫.

જોને સખી નંદલાલો, આવ્યું મારી આવિ કરે રે;
મોહન મોરલીવાળો. આવ્યું૦ ૧
લોકલાજ ઉરમાંઈ લેશ નવ રાખે,
ભુધર છકીયો ભાળો. આવ્યું૦ ૨
માલા મોતિની આવિ તોડી મનોહર,
ઠેકડી કરીને મારી ઠાલો. આવ્યું૦ ૩
અવિનાશાનંદના નાથને કોને,
ટેવ તમારી ભુંડિ ટાળો. આવ્યું૦ ૪

પદ ૨૦૬.—રાગ ધોળ.

એક દીન સભા કરી શ્રી હરી;
બોલ્યા વાણી પોતે બલવીર, થઇ દલગીર. શ્રીજી કહે સંતને. ૧
સર્વે સંત હરીજન સાંભલો;
મારે કેવાની છે એક વાત, સાચી સાક્ષાત. શ્રીજી૦ ૨
સર્વે કરવાનું કામ કરી રહ્યો,
નથી બાકી હવે લવલેશ, સુંણો ઉપદેશ. શ્રીજી૦ ૩
ધ્યાન ધારણા જોગની જુગતી;
સૌને શીખાવી મેં કરી પ્રીત, પરમ પુનીત. શ્રીજી૦ ૪

મોટા મોટા મારૂદ્ર ઘણા કર્યા;
દીધાં બ્રાહ્મણને ઘણાં દાન, કરી સનમાન. શ્રીજી૦ ૫
નર નારાયણાદીક દેવનાં;
કીધાં મંદીર મોટાં અપાર, કરી અતી પ્યાર. શ્રીજી૦ ૬
દેશો દેશમાં ડંકો વગાડીઓ;
સ્વામીનારાયણ રટે નામ, જન આઠુ જામ. શ્રીજી૦ ૭
મત પંથી મોટા મોટા જીતીયા;
લીધા છોડી તેના શીષ્યજન, મુમુક્ષુ પાવન. શ્રીજી૦ ૮
આપ્યા પરચા ઘણાને મે આસમે;
નોતા દીઠા નોતા સુણ્યા કાન, ધરે મુનિ ધ્યાન. શ્રીજી૦ ૯
સર્વે અધરમ ભુમીનો ટાલીયો;
થાપ્યો ધર્મ ધરાપર શુદ્ધ, વખાણે વિબુદ્ધ. શ્રીજી ૧૦
સૌને મોક્ષનો પંથ દેખાડીયો;
આંખ્યુ મીંચી સૌ ચાલ્યા જાય, સુખી અતી થાય. શ્રીજી૦ ૧૧
મારી મુર્તીઓ મેં સ્થાપન કરી;
તેમાં અખંડ રહું કરી વાસ, ટાલું જમત્રાસ. શ્રીજી૦ ૧૨
વળી ધર્મનું કુલ તેડાવીયું;
મોટા બંધવ રામપ્રતાપ. ઇચ્છારામ આપ. શ્રીજી૦ ૧૩
બેઉ ભ્રાતના પુત્રને લેઇને;
કીધા દત્તપુત્ર કરી પ્યાર. નિશ્ચે નીરધાર. શ્રીજી૦ ૧૪
મોટા ભ્રાતના અવધપ્રસાદજી;
નાના ભ્રાતના શ્રી રઘુવીર, માહા દ્રઢ ધીર. શ્રીજી૦ ૧૫
તે બન્ને સુપુત્રને લઇને;
થાપ્યા ગાદી ઉપર કરી પ્યાર, અધિક ઉદાર. શ્રીજી૦ ૧૬
દેશ સંત સહુ વ્હેંચી આપીયા;
મારા તુલ્ય જાણી તતખેવ, કરો સહુ સેવ. શ્રીજી૦ ૧૭
રહેજો વચન પ્રમાણે સહુ મળી;
જેમ કે તેમ કરજો જરૂર, કરી માન દુર. શ્રીજી૦ ૧૮

શિક્ષાપત્રી જાંણો મારી મૂરતી;
વાંચી વર્તજો સહુ નરનાર, લોપો મા લગાર. શ્રીજી૦ ૧૯
મોટા મોટા ગયા તજી દેહને;
રામકૃષ્ણાદીક અવતાર, અનંત અપાર. શ્રીજી૦ ૨૦
તેમ હું પણ આ તન ત્યાગીને;
જાણો જાઇશ અક્ષરધામ, તજીને આ ઠામ. શ્રીજી૦ ૨૧
લેશ કલેશ વાંસે કરશો નહીં;
રહું સત્સંગ માંઇ સદાય, કરીને ઉચ્છાય. શ્રીજી૦ ૨૨
કોઇ સ્નેહ કરી તન ત્યાગશે;
તો તે પામશે કષ્ટ અપાર, વચન લોપનાર. શ્રીજી૦ ૨૩
સૌ સંપ રાખી સત્સંગમાં;
કરો કરાવો સૌ સતસંગ, કરીને ઉમંગ. શ્રીજી૦ ૨૪
મુકી સત્સંગ દુર જાવું નહીં,
રહું પાસ કરી નીત વાસ, જાંણી મારા દાસ. શ્રીજી૦ ૨૫
થોડા દીન પછે તમને વલી.
તેડી રાખીશ હું મારી પાસ, થાશો ન ઉદાસ. શ્રીજી૦ ૨૬
એમ અવિનાશાનંદનો નાથજી:
બોલ્યા વાણી તે વજ્ર સમાન, ભુલ્યાં સુણી ભાંન. શ્રીજી૦ ૨૭

પદ ૨૮૭.

સુણી વાણી તે શ્રી ઘનશામની; સૌ સંત થઇને ઉદાસ,
કે છે લઇ લઇ શ્વાસ, શ્રીજી તમે સાંભલો. ૧
તમે જીવના જીવન જગપતી;
શરણાગત પાલક શામ, સદા સુખધામ. શ્રીજી૦ ૨
પેલું અમરત પાઇને પ્રીતથી;
હવે ઝેર ન પાશો જરૂર, દયા કરી દુર. શ્રીજી૦ ૩
તમ વિના જે જગમાં જીવવું;
તેથી મરવું ભલું મારા નાથ, કૈયે જોડી હાથ. શ્રીજી૦ ૪
વાલા હસવું તમારૂં ને હેરવું;
તે તો વિસરે નહીં પલ એક, કરીને વિવેક. શ્રીજી૦ ૫

જોઇ તમને દિવસ વાલા જાય છે;
દીલ થાય છે સુખ અપાર, પ્રાણના આધાર. શ્રીજી૦ ૬
જેહ વાત કરી તમે વાલમા;
તેને સુણી તપે ઘણું તન, મુંઝાય છે મન. શ્રીજી૦ ૭
નિશ્ચે મેલીને જાશો જો નાથજી;
ઝુરી ઝુરીને પડશે તન, વિના દરશન. શ્રીજી૦ ૮
જલ વિના નોખી પડી માછલી;
તેને દુધમાં સુખ ન થાય, જરૂર જીવ જાય. શ્રીજી૦ ૯
વાલા પતિ વિના સતી વિનતા;
તેને દુખના દીવસ જાય, શાન્તી નવ થાય. શ્રીજી૦ ૧૦
જેમ ચંદ વિજોગી ચકોરને;
જાણો ચોગણી ચીંતા તે ચીત્ત, કૈયે કરી પ્રીત. શ્રીજી૦ ૧૧
જેમ *કર વિના કરી[1] દુખીઓ;
વલિ પાંખ વિના પંખી દીન, મનમે મલીન. શ્રીજી૦ ૧૨
જેમ આંખ વિના જન આંધળો;
તેમ તેને સુખ નહિ લવલેશ, કાયા પામે કલેશ. શ્રીજી૦ ૧૩
જેમ ચક્રવર્તી ભૂપાલને;
એક પુત્ર હોય મરી જાય, તેને કેવું થાય. શ્રીજી૦ ૧૪
જેમ સરીતા નીર વિના વલી;
જન દેખી પામે મન ત્રાસ, હોય અતિ પ્યાસ. શ્રીજી૦ ૧૫
જેમ વેલી દઝાણી દાહમાં;
પાછી લીલી કે દી નવ થાય, જોઈ નવ જાય. શ્રીજી૦ ૧૬
જેમ ચંદ વિના જાણો જામની;
વલી દીપક વિનાનું ઘર, દેખી લાગે ડર. શ્રીજી૦ ૧૭
જેમ રવિ વિના દીન જાણીએ;
તેમ તમ વિના અમે નાથ, દુખી સહુ સાથ. શ્રીજી૦ ૧૮
તમ વિનાનુ સુખ ત્રીલોકમાં;
થાય ઝેર તે શ્યામ સુજાણ, પ્યારા જન પ્રાણ. શ્રીજી૦ ૧૯

* સૂંઢ ૧ હાથી,

તમેં મુકીને જાવો જો ધામમાં,
તજીએ અમે તરત પ્રાંણુ, ધરમકુલ ભાણુ  શ્રીજી૦ ૨૦
પણુ આજ્ઞા અહી ઓલંઘતાં,
બહુ લાગે છે મનમાં બીક, કહીએ ઠીકઠીક.  શ્રીજી૦ ૨૧
આવું ના ઘટે તમને આ સમે,
શરણાગત મુકીને શામ, જાવું નીજ ધામ.  શ્રીજી૦ ૨૨
વાલા વિરહ અમે કેમ વેઠીએ,
કયારે લેશો આવીને સંભાળ, દીનના દયાળ.  શ્રીજી૦ ૨૩
તમે તરણુ તારણુ ત્રીભુવનતણુા,
સર્વે સુખના સાગર શામ, અતિ અભીરામ.  શ્રીજી૦ ૨૪
તમે કરતા અકરતા છો નાથજી,
નથી તમારા ઉપર કોઇ, કહીએ ચીત પ્રોઈ.  શ્રીજી૦ ૨૫
જેમ સુખ થાય સૌ સાથને,
તેમ કરજો વેલો ઉપાય, કહીએ લાગી પાય.  શ્રીજી૦ ૨૬
ઘણું શું કઇએ તમને નાથજી,
તમે અંતરજામી અનુપ, સદા સુખરૂપ.  શ્રીજી૦ ૨૭
સુંણી અરજી તે નિર્મોહી સંતની,
પછે અવિનાશાનંદનો નાથ, મુકી સંતસાથ શ્રીજી ગયા ધામમાં૨૮

### પદ ૨૦૮–પુર વિખ્યાલ.

જાયકે લે આવો કોઇ પ્રાંન સનેહી,
સુંદર ધરમકુમાર રે સૈયાં;
પલપલ છીનછીન જુગ સમ જાવે,
જાવે તજી તન પ્રાંણુ રે સૈયાં,
રેનાં દીનાં મોહે કછુ ન સોહાવે,
ભાવે ન ભોજન પાંન રે સૈયાં.  જાયકે૦ ૧
જરત હે જયરા બીજોગસે પીયરા,
હીયરા ધરત ન ધીર રે સૈયાં.
કઠીન ભઇ અબહી નહીં કુટહી,

છતીયાં બીનુ બલવીર રે સૈયાં. જાયકે૦ ૨
મની વીના જ્યું ફ્ની નીશદીન ઝુરે,
ઝુરે મીન બીના નીર રે સૈયાં;
કર વિના જ્યું કરીરાજ ઝુરત હી,
ત્યું બીના શામ શરીર રે સૈયાં જાયકે૦ ૩
ઘર ઘર મે પુર બનિતા રોવે.
ગલીમે રોવે પુર બાલ રે સૈયાં;
નગર ડગરમે સબહી જન રોવે,
પુર પશુ રોવે બેહાલ રે સૈયાં. જાયકે૦ ૪
બહોત વિલાપ કરત બડે ભાઇ,
મેઘ બિના માનું મોર રે સૈયાં;
છોટે ઇચ્છારામ વિલખત છીનછીન,
ચંદ બીના જ્યું ચકોર રે સૈયાં. જાયકે૦ ૫
બીરહવ્યથા તન બહુત સંતાપે,
આવે ન દુખકો અંતરે સયાં;
અવિનાશાનંદ નાથ કબ ઐહે,
ભક્તવચ્છલ ભગવંત રે સૈયાં. જાયકે૦ ૬

પદ ૨૦૯.

બીલમે બીદેશ બાલમ અબ ન એહે,
બીરહ વ્યથા તન ભર રે. સૈયાં.
બરસ એકાદશકે ભયે જબહી,
તબહી કીયો ગ્રહત્યાગરે;
નાહન મીશ તજી ગ્રહસે નીકસે,
અંતર કરી અનુરાગ રે. સૈયાં બીલ૦ ૧
હમકાં ન કીન ખબરી બન જાવન,
મન ભાવન માહારાજ રે. સૈયાં૦
નહીં તો મેં ચલતી હું સંગ શામકે,
પાઉ પલોટન કાજ રે. સૈયાં બીલ૦ ૨

દુર બસે હમસે દુખભંજન,
જનરંજન જગદીશ રે; સૈયાં૦
કૌન ચુક હમસે પરી ઐસી,
બન ઘન બસે બરનીશ× રે. સૈયાં બીલ૦ ૩
કોમલ ચરન શરન જન અશરન,
હરન સકલ ભવફંદરે; સૈયાં૦
અવઘટ ઘાટ સરીત બન પર્વત,
ક્યોં ફીરહી સુખકંદ રે. સૈયાં બીલ૦ ૪
ભુખ લગત તબ કૌનસે માગત,
પ્રીતમ ભોજન પાન રે; સૈયાં૦
બહુત ઝાડ બહુ ધામહે બનમે,
બન દુખ સુનવે ન કાન રે. સૈયાં બીલ૦ ૫
બીલખી બીલખી તન બહુત ઝુરાયો,
આયો ન દુઃખકો અંતરે. સૈયાં૦
અવિનાશાનંદ નાથ કૈબહે;
ભક્તવચ્છલ ભગવંત રે. સૈયાં બીલ૦ ૬

પદ ૨૧૦.

જાઈકે કહો કોઈ ઇતના સંદેશવા,
શ્રી ઘનશામ હજુર રે. સૈયાં૦
પહીલો મુકામ જાઇ કીયો પ્રીતમ,
સરજુ નીકટ એક ગામ રે;
લાલાં હલવૈયા હટીયાંમે રજની રચેહે,
પ્રીતમ પુરનકાંમ રે. લાલા જાઇકે૦ ૧
દુસરો મુકામ કીયો માહાબનમે,
બન પશુપક્ષી અપાર રે; લાલા૦
તીસરો મુકામ પુલહાશ્રમ કરીકે,
તપ કીયો ધરમકુમાર રે. લાલા જાઇકે૦ ૨

× બ્રહ્મચારીમાં શ્રેષ્ઠ.

ચોથો મુકામ કીયો દ્રગચંચલ,
અંચલ કોપીન પાશ રે; લાલા૦
ફીરત ફીરત બન તરૂતર રહહી,
અંતર અધીક ઉદાસ રે. લાલા જાઇકે૦ ૩
પંચમ કીન મુકામ પીયાને,
સીધવલ્લભ નૃપદ્વાર રે; લાલા૦
સીધ નવલખ પરવત નવલખમે,
દરશન કીયો ઉદાર રે, લાલા જાઇકે૦ ૪
તહાંસે મુકામ કીયો તપ વલ્લભ,
ગંગાસાગર તીર રે; લાલા૦
કપીલ મુનીનકું દરશન દે ગયેઉ,
પુરૂષોત્તમ પુરી ધીર રે. લાલા જાઇકે૦ ૫
દછીન દેશકે સબહી તીરથ ફીરી,
આયે તાપી મહીપાર રે; લાલા૦
સાબર તરી ભીમનાથમે આયેઉ,
રયેઉ લોજ કીરતાર રે. લાલા જાઇકે૦ ૬
મીલે તાંહા મુની મહદ રામાનંદ,
ઉધવકો અવતાર રે; લાલા૦
લે દીક્ષા ગુરૂકીન દયાકર,
પતીત કરન ભવપાર રે. લાલા જાઇકે૦ ૭
ધ્યાન ધારણા કી રીત ધરાપર,
વિદીત કીયે વૃષનંદ રે; લાલા૦
અવિનાશાનંદ કહે અવતારી,
શ્રી હરી સહજાનંદ રે. લાલા જાઇકે૦ ૮

પદ ૨૧૧.

ગયેઉ જબહી મુની મહદ રામાનંદ,
તા પીછે નીજ પરતાપ રે. સંતો૦
જનવાયો જનકુ જગતપતી જગમેં,
પુરૂષોત્તમપનો આપ રે. સંતો ગયેઉ૦ ૧

જીન જીનકે જેહી ઇષ્ટ જગતમે,
જનવાયે જગદીશ રે; સંતો૦
લીન કીયે સબહી નીજ તનમેં,
દેખાવત પરમીશ રે. સંતો ગયે૦ ૨

માહારૂદ્ર અતીરૂદ્ર મહીપર,
કીન કરૂણાકંદ રે; સંતો૦
હીજ જીમાયે દાંન દીન દેખી,
શ્રી ગુરૂ સહજાનંદ રે. સંતો ગયે૦ ૩

ખડે ખડે બહુ ધામ બનાયે,
મહીપર શ્રી મહારાજ રે. સંતો૦
શ્રીપુર ગઢપુર ભુજનગરમે,
સુલીમે જનસુખકાજ રે. સંતો ગયે૦ ૪

ધામ ધવલપુર પુર વિરાટમે,
બરતાલયમે બીશાલ રે; સંતો૦
જેતલપુર મહી કીનો જગતગુરૂ,
દીનજન તારક દયાલ રે. સંતો ગયે૦ ૫

દેશવિદેશ મેં અતિ દરશાયો,
પુરૂષોત્તમ પરતાપ રે. સંતો૦
અમીત નારી નર આશ્રીત કીને,
ટારી સકલ પરીતાપ રે; સંતો ગયે૦ ૬

નીજ કુલકું નીજ સમીપ તેરાયે,
આયે સકલ પરીવાર રે; સંતો૦
આપી ગાદી નીજ ભ્રાતતનયકું,
કરન કોટી ભવપાર રે. સંતો ગયે૦ ૭

ઉભય તનય મહી અધીક પ્રતાપી,
અવધગુરૂ સુખકંદ રે; સંતો૦
નીજ સમીપમે રાખે નીરંતર,
કવિ અવિનાશાનંદ રે. સંતો ગયે૦ ૮

## પદ ૨૧૨—રાગ સીતાજીના મહીનાનો.

કારતક સહીને રે કયાં ગયા, મેલી ધર્મકુમારજી;
વ્યાકુલ વિલખે વાલા વિના, નરનારી અપારજી. કાર૦ ૧
આવી પ્રબોધની આ સમે, આવે જાત્રાયે જંનજી;
સુનીરે દેખીને સેજ શાંમની, શોચે વ્યાકુલ મનજી. કાર૦ ૨
હાર પ્રસાદી રે હેતથી, દેતા જાંણીને દાસજી;
ત્રાસ હરી સુખ આપતા, પ્રીતે રાખીને પાસજી. કાર૦ ૩
ખાન પાન જમી ખેલતા, રંગે રેલતા રાસજી;
દુઃખના દિવસ હવે જાય છે, કવિ કહે અવિનાશજી. કાર૦ ૪

## પદ ૨૧૩.

માગશરે મહાદુખ માનમાં, મેલી ગયા મહારાજજી;
દરશન વિનારે દીલમાં, દુખ વિરહની દાસજી. માગ૦ ૧
પાસે બેસી સુખ આપતા, કલિ કાપતા કલેશજી;
તે રે દીવસ ઘણા સાંભરે, હૈયે દુખ હમેશજી. માગ૦ ૨
નીર વીના જેમ માંછલી, મેઘ વિનાનો મોરજી;
તેમ દુખી અમે તમ વિના, જાણો ધર્મકિશોરજી. માગ૦ ૩
દાસ જાણી દુખ કાપવા, સુખ આપવા શાંમજી;
અવિનાશાનંદ કે આ સમે, આવો પૂરણકામજી. માગ૦ ૪

## પદ ૨૧૪.

પોષે રોસે સર્વે પ્રેમદા, સોષે શીતે શરીરજી;
શ્યામ વિના સુની સેજડી, ધરૂં કેમ કરી ધીરજી. પોષે૦ ૧
શીત લાગે જાગે સામટી, વિના શામ શરીરજી;
કુંણુરે લેઇને સુને બાથમાં, સુવે પાસે સુધીરજી. પોષે૦ ૨
તેલ કુલેલ તન ચોલતા, નાતા નૌતમ નાથજી;
પ્રીતે કરી ઓઢી પામરી, તાપતા સખા સાથજી. પોષે૦ ૩
પાક કરાવી પ્રીતથી, હુંના હુંના હુલાસજી;
જમતા જીવન ક્યારે જોઇશું, કવિ કે અવિનાશજી. પોષે૦ ૪

## પદ ૨૧૫.

માહા મહીનો માહા દુખનો, આવે વાર ન પારજી;
કેને આગલ કેયે કાનમાં, નથી ધર્મકુમારજી. માહા૦ ૧
રંગ પતંગ બણાવીને, કેસુ કેસર રોજજી;
વસંત જાણી રમે વાલમો, હેતે ભરાવી હોજજી માહા૦ ૨
ગરદી ઉડાડે ગુલાલની, થાય અંબર લાલજી;
ઘન વરસે ઘનશાંમજી, રંગ રસીક રશાલજી. માહા૦ ૩
તે રે દીવસ અતિ સાંભરે, ઉર વારમવારજી;
અવિનાશાનંદનો નાથજી, નાવ્યા વિશ્વ આધારજી. માહા૦ ૪

## પદ ૨૧૬

ફાગણ ફુલ્યો રે ફુલડે, મોચી આંબાયે મોરજી;
ફુલ્યાં પલાસનાં ફુલડાં, જાણે કેસરી નોરજી. ફાગણ૦ ૧
ફુલડોલ માંઇ ઝુલતા, ગાતા સંત વસંતજી;
રંગ રમત રસીયો અતી, આંણી હેત અતંતજી. ફાગણ૦ ૨
દેશ વિદેશથી આવતા, દાસ કરી હુલાસજી;
દેતા દયાનિધિ દેખીને, સુખ સુખના નીવાસજી. ફાગણ૦ ૩
તે રે લીલા મારા લાલની, મુંને સાંભરે મનજી;
અવિનાશાનંદ કે આ સમે, કેમ નાવ્યા જીવનજી. ફાગણ૦ ૪

## પદ ૨૧૭

ચૈતરે થાય છે ચિત્તમાં, દુખ ચીંતા અપારજી;
કેમરે દિવસ મોટા કાપશું, વિના પ્રાણ આધારજી. ચૈતર૦ ૧
જન્મતિથિ જાંણી જીવમાં જંન લાખ હજારજી;
જંખે જીવન વિના જાંણીયે, પતિ વિનાની નારજી. ચૈતર૦ ૨
કરતાં ચરિત્ર કોડાંમણાં, કોમલ ધર્મકુમારજી;
સાંભરી ઉઠે છે સર્વને, ઉર દાઝ અપારજી. ચૈતર ૩
ક્યારે આવી કરૂણા કરી, દેશે દરશન દાનજી;
અવિનાશાનંદનો નાથજી, સુખસિંધુ સુજાનજી. ચૈતર૦ ૪

પદ ૨૧૮.

વૈશાકે વાલમ ના વળ્યા, વળ્યાં વેલી ને વનજી;
સરવે તરૂ તો લીલાં થયાં, અમે સુકાણાં તનજી. વૈશા૦ ૧
વાય ઉના બહુ વાયરા, પડે લુક અપારજી;
કોણરે શીતલ કરે આવિને, વિના ભક્તિ કુમારજી. વૈશા૦ ૨
તાલ કુવા સરીતા તણાં, નીર નીત સુકાયજી;
વિના ઘન જલ ના વલે, જાણે સૌ જગમાંયજી. વૈશા૦ ૩
અરજ સુંણી હવે આવીયે, વાલા વાલવા વાતજી;
અવિનાશાનંદના નાથજી, દેવા દરશન દાનજી. વૈશા૦ ૪

પદ ૨૧૯.

જેઠે જીવન ચાલી ગયા, નીરમોહી નેહાનજી;
દશમીયે દુખ દીધું દાસને, આવી પુતના સમાનજી. જેઠ૦ ૧
ઘન ઘામે ઘરમાં અતી, રયું ન જાયે લેશજી;
તલકે તન તરૂણી તણાં, હરિ વિના હમેશજી. જેઠ૦ ૨
હરતાં ફરતાં રે હેતથી, ધરતાં છતર છાંયજી,
તેરે સુરત જ્યારે સાંભરે, દીલ દાઝે સદાયજી. જેઠ૦ ૩
આવિ વિજોગની વેદના, દુર કરો દયાલજી;
અવિનાશાનંદ કે આ સમે, કૃપાનીધી કૃપાલજી. જેઠ૦ ૪

પદ ૨૨૦.

અસાડ આવ્યો નાવ્યા હરી, ગાજે ઘન ઘનઘોરજી;
*દામની દમકે રે દેખીને, મોહ પામે છે મોરજી. અશાડ૦ ૧
અબલા અંધારી રાતમાં, સુંણી તમરાંનો શોરજી;
ડરપે વાલા વિના દીલમાં, જાય જુગસમ જોરજી. અશાડ૦ ૨
આવ્યો ઘન નાવ્યા નાથજી, ઠેરા ઠાઉકે ઠામજી;
કામ ન સૂઝે રે કોઇને, નામ રટે છે વામજી. અશાડ૦ ૩
બુંદ પડે તન ઉપરે, જાણે તપાવ્યું તેલજી;
અવિનાશાનંદ કે આવીયે, છોગાં મેલીને છેલજી. અશાડ૦ ૪

---

* વીજળી.

પદ ૨૨૧.

શ્રાવણ વરસેરે સરવડે, નીર નદીયે ન માયજી;
બોલે બપૈયારે બંનમાં પીયુ પીયુ સદાયજી. શ્રાવણ૦ ૧
જનમાષ્ટમી આવી જાંણીને, જાતા જીવન પાસજી;
દરશન કરી પરસન થઇ, પ્રીત્યે બેસતા પાસજી. શ્રાવણ૦ ૨
સભા મધ્યે બેસી સહુને દેતા સુખ દયાળજી;
તે દીન સાંભરી તંનમાં, કઠે વિરહનો ઝાળજી. શ્રાવણ૦ ૩
બહુનામી જ્યાં જ્યાં બેસતા, ખાંતે કરતા તે ખ્યાલજી;
અવિનાશાનંદ કે સાંભરે, વલિ ખટકે વિશાલજી. શ્રાવણ૦ ૪

પદ ૨૨૨.

ભાદરવો ભર્યો ગાજીયો, પાકયાં અન્ન અપારજી;
જમાડી જીવન પ્રાંણને, થાલ જમતાં તૈયારજી. ભાદ૦ ૧
વાટ જોઇને વાલા તણી, આશા થઇ છે નિરાશજી;
ઉંમરે નાવ્યા હરી કયાં ગયા, દાસ કરી ઉદાસજી. ભાદ૦ ૨
એકે દિશા કયાંઇ ન જડે, નડે વિરહ અપારજી;
અવિનાશાનંદના વાલા વિના, મારે મનમથ મારજી ભાદ૦ ૩

પદ ૨૨૩.

આસો માસે અલબેલડો, નાવ્યા પ્રાંણ આધારજી;
આસ તજી વિસવાસની, નેણે નીર નીરધારજી. આસો૦ ૧
શરદ રૂતુ સોહાંમણી, ફુલ્યાં ફુલ અપારજી;
પચરંગી પદ્મની પંગતી, અમે કરમાંણી નારીજી. આસો૦ ૨
રાસ પુરણ રચી પ્રીતથી, દેતાં સુખ સુખદેણજી;
હસતા રમતા હેતે હરિ, નાથ રાજીવ નેણજી. આસો૦ ૩
દીપ કર્યો દીપમાલમાં, દીવાલીએ ઉદારજી;
અવિનાશાનંદના વાલા વિના, લાગે ભડકા અપારજી. આસો૦ ૪

પદ ૨૨૪.

અધિક માસ આવ્યો નાવીયા, અલબેલો આ વારજી;
પુંન્ય દાંન કરે પ્રેમથી, નરનારી અપારજી. અધિક૦ ૧

નાય નારી નર નીરમાં, સર સરીતા માંયજી;
મળવા કારણ માહારાજને, નેમ રાખી સદાયજી. અધિક૦ ૨
બારે માસ પૂરા થયા, વિત્યો માસ અધિકજી;
ધરમકુંવર નીજધાંમમાં, દૈયો હાઉકા ઠીકજી. અ૦ ૩
અરજ સુંણી અલબેલડા, જાંણી પોતાનો દાસજી;
અંત્યે વાસ પાસ આપજો, કવિ કે અવિનાશજી. અધિક૦ ૪

પદ ૨૨૫-રાગ કલીયુગનો ગરબો.

કોણું આ ચોરે કલિ કોપતો, કપટી કુટીલ કઠોર;
કટક લઇ સંગે કાંમનું, કારસું ચ્યારે કોર. કોણું૦ ૧
ચ્યારે વરણ ચ્યારે આશ્રમીરે, લોપી ધર્મ લબાડ;
ભ્રષ્ટ થયા જોગી ભોગીયા, પાપી પાપના પાડ. કોણું૦ ૨
ભ્રષ્ટ ભુંડા ભવમાં ભમેરે, બ્રમચારી ભયાંન;
લોટે ભાલી ભાવે ભાંમની, ભોગવે ભૂલી ભાંન. કોણું૦ ૩
ભ્રષ્ટ નષ્ટ મતી ભાલીરે, ભાંગ્ય દારૂમાં ભાવ;
ભક્તિભાવ તો ભાવે નહીં, ભુંડા ભાલો સ્વભાવ. કોણું૦ ૪
ગૃહસ્થ થયા ઘણા લોભીયારે, કાંમી કપટી કુટીલ;
કુટીલ કાછડી ફરે છેતરે, ખેલે ખેલ ખુટીલ. કોણું૦ ૫
પ્રભુ સાથે નહીં પ્રીતડીરે, પ્રેમદા સંગ પ્યાર;
પીયે પાવે હોકા મળી, પાંમે નહી ભવપાર. કોણું૦ ૬
ધર્મ ન ધારે દ્દઢપણેરે, અતી અધરમ અંગ;
સંગ કુસંગ કરે સદા, ગમે નહી સતસંગ. કોણું૦ ૭
તાંના તરૂણી તમાકુમાંરે, મદે આંધલા મંદ;
ફંદે ફસ્યા ફેલી ફેલમાં, છેદે છલમતી છંદ. કોણું૦ ૮
સાર અસાર સમજે નહીરે, જ્યાં ત્યાં માને અજાંણ;
જાંણ સુજાંણ જુવે નહીં, પાપી છેક પ્રમાંણ. કોણું૦ ૯
વાનપ્રસ્થાશ્રમી વિશ્વમાંરે, નથી આશ્રમ આજ;
ભોગવે ભોગ રહી ભુવનમાં, લોભી છેક ન લાજ. કોણું૦ ૧
વેશ લીધો વિતરાગિનોરે, સન્યાસી સંસાર;

સાર અસાર ન સમજે, વાલ્હા વિષય વિકાર. કોણુ૦ ૧૧
ભોગવે ભોગ તે ભોગિનારે, જોગી થઇને અજાણુ;
જાણે નહી નિજ જીવને, બ્રહ્મમુખે વખાંણુ. કોણુ૦ ૧૨
સંગ કરે પરસંગથીરે, કાંમી કાંમની કેર;
વિષય સારૂ વિકલ અતી, મતીમંદ ન મેર. કોણુ૦ ૧૩
વિષય વિવશ વશ વ્યસનમાંરે, વાંમ દાંમમાં વાલ;
ચાલ કુચાલ ચાલે ચીતે, પ્રીતે ઇંદ્રીના પાલ. કોણુ૦ ૧૪
નેમ નહી કોઇ નીતનુંરે, કશું રીતનું કાંઇ;
માંને નહી મતીમંદ તે, ફેલી ફંદે ફસાઈ. કોણુ૦ ૧૫
બ્રહ્મજ્ઞાન કથે મુખથીરે, બ્રહ્મ જાણે ન લેશ;
કલેશ કાયાને આપે નહીં, ધર્મધારીથી દ્વેશ. કોણુ૦ ૧૬
ચાવા આવા ચ્યારે થયારે, આશ્રમી આ વાર;
પ્રગટ પ્રભુને પેખે નહીં, અતિ અસુર અપાર. કોણુ૦ ૧૭
વિષય વિવશ વરતે વલીરે, મલી ચારે ગમાર;
કાંમ વિકલવશ કાંમ, દાંમની સમ દાર. કોણુ૦ ૧૮
દયા નહી દીલ દેખીયેરે, દુષ્ટબુદ્ધિ ઉદાર;
સતસંગ દ્વેષી સંસારમાં, પીડે પરને અપાર. કોણુ૦ ૧૯
આશ્રમી ચ્યારે અતી ઘણારે, પાપી પાપમાં પ્યાર;
અવિનાશાનંદ કે આ સમે, નીરખી નીરધાર. કોણુ૦ ૨૦

પદ ૨૨૬.

કે વરણવું વરણની વારતા, વળી કરીને વિસ્તાર;
પ્રથક પ્રથક કરી પ્રીતથી, ભ્રષ્ટ ભારે ભુભાર. કોણુ૦ ૧
બ્રાહ્મણ વેદ ભણે નહીંરે, ભેદ જાંણે ન ભૂર;
કુર કરમ કરે કપટથી, સેવે સરવે અસૂર. કોણુ૦ ૨
સ્નાંન સંધ્યા શિક્ષ શૌચનેરે, જાંણે નાંહી અજાંણ;
નાસ્તિક મતી આસ્તિક નહી, કેમ કરશે કલ્યાણ. કોણુ૦ ૩
શુદ્ર સેવા કરે સૌ મલીરે, કરે શુદ્રીનો સંગ;
અંગમે રંગ અનંગનો, સાચો ન ગમે સંગ કોણુ૦ ૪

ભાંગ્ય દારૂ પીયે ભાવથી, ભાલતાં ભલી ભાત;
વાત વખાંણે વિષય તણી, વાંમી સરવે વિખ્યાત. કૌશું૦ ૫
જપ તપ જાપ જાંણે નહીરે, જાણે તર્ક જરૂર;
સરવે ખોટાં કહે શાસ્ત્રને, દયા ધર્મથી દૂર. " ૦ ૬
ખાવુંપીવું ખૂબિ ખેલવુંરે, ખુશિ થૈ ખરે ખાંત;
વાત વખાંણે વિશ્વમાં, ઘણી કરે છે ઘાત. કૌશું૦ ૭
ચાવે તાંણે દ્વિજ ચોપથીરે, તમાંકુને તમામ;
ગુણીયલ થઇને ગાંજા પીયે, બીયે નાંહી નકામ. કૌશું૦ ૮
જનોઇ માત્ર દ્વીજ જાંણીયેરે, નાંહી ધર્મનો લેશ;
કલેશ કરે નીજ કુલમાં, અભિમાની હમેશ. કૌશું૦ ૯
ક્ષત્રી કરે ક્ષય ધર્મનોરે, પ્રજા પાલે ન પ્રીત;
રીત ન ચાલેરે રાજની, વરતે વિપરીત. કૌશું૦ ૧૦
મસ્ત ફરે મદ્યપાંનમાંરે, કરે મૃગીયા કઠોર;
ભોરનિશિ ભેટે ભાંમની, પાપી પારકી જોર. કૌશું૦ ૧૧
દંડા જોગ્ય દંડે નહીંરે, દંડે પ્રજા અદંડ;
ખંડ ન કરે ખલ ધર્મનો, પાપી અધિક પ્રચંડ. કૌશું૦ ૧૨
શિવ શક્તિને પૂજે સહીરે, નહી સતસંગ નેમ;
પ્રેમ નહી પ્રભુ પ્રગટમાં, સૂખ પામશે કેમ. કૌશું૦ ૧૩
પ્રજા પીડે અતી પાપીયારે, કર લઇને કઠોર;
ભ્રષ્ટમતી ભજે ભાવથી, ભામનિ નિશિ ભોર. કૌશું૦ ૧૪
સદાચાર સમજે નહીરે, સેવે સંગ કુસંગ;
અંગમાં રંગ અડે નહીં, સાચા સંતનો સંગ. કૌશું૦ ૧૫
વૈશ્ય ધરમ વશ્યનો વળીરે, પાળે નાંહી પતીત;
પાલે પોખે પ્રીતે પ્રેમદા, પાપી પાપમાં પ્રીત. કૌશું૦ ૧૬
કુડાં રાખે ઘણાં કાટલાંરે, કાંમી કુટીલ નકાંમ;
દામ પેદા કરે દેખતાં, વાંમી વરતેછે વાંમ. કૌશું૦ ૧૭
જુઠાં કરે ખત જોકનેરે, જુલમી વશ જાર;
જુઠું બોલે દેવે જાંણીને, આળ જૂઠી અપાર. કૌશું૦ ૧૮

પીયેરે હોકાં ગાંજા પ્રેમથીરે, પ્રેમદા સંગ પ્યાર;
મસ્ત મદીરા માનમાં, માંસ ખાવે ગમાર. કૌહુ઼ં૦ ૧૯
દ્વિજાતી વરણ ત્રણ વિશ્વમાંરે, વરતે વીપરીત;
અવિનાશાનંદ કવિ ઓચરે, હવે શુદ્રની રીત કૌહુ઼ં૦ ૨૦

પદ ૨૨૭.

શુદ્ર ઘાતી જીવના સદા રે, કદા માને ન કેણ;
વેણ વદે કટુ વદનથી, દુષ્ટમતી દુખદેણ. કૌહુ઼ં૦ ૧
સેવ કરે નહીં સર્વનીરે, ગર્વવંતા ગમાર;
મોટા કરમમાં મોરે થયા, અભીમાની અપાર. કૌહુ઼ં૦ ૨
દોષ ગણે નહીં દીલમાં રે, નીચ જાતી નેદાંત;
સારાને સમઝાવે સાંનમાં, ભ્રષ્ટ ભારે ભયાંન. કૌહુ઼ં૦ ૩
વિહિન વરણ એવા થયા રે, ચારે જાતી ચમાર;
આશ્રમી પણ થયા આ સમે, અતિ અસૂર અપાર. કૌહુ઼ં૦ ૪
ભાર વધ્યો તેણે ભોમીમાં રે, ધ્રુજે તજીને ધીર;
અલ્પ મેઘ અવનિ થયા, થરકે થીર અથીર. કૌહુ઼ં૦ ૫
દેખિ એવું દયા દીલમાં રે, આંણીને અલબેલ;
છેલ છપૈયામાં પ્રગટયા, મન ટાળવા મેલ. કૌહુ઼ં૦ ૬
કટક સહીત કલિ કાઢવા રે, કામ કરવા અકાંમ;
શાંમ સુંદર સરવારમાં, પ્રગટયા પૂરણકાંમ. કૌહુ઼ં૦ ૭
સત્યજુગ કીધો શ્રીહરી રે, કલિ કાઢી કઠોર;
ધર્મ ધરાપર ધારીયો, દ્રઢ ધર્મકીશોર. કૌહુ઼ં૦ ૮
દર્પ હર્યો કંદર્પનો રે, શિલ શૌચ સંસાર;
નેમ પલાવીયાં નાથજી, પાંચ કરીને પ્યાર. કૌહુ઼ં૦ ૯
કાડી કોલી કેક કાંમની રે, કણબી કાછા કુંભાર;
કકારાદીક કલીયુગમાં, આજ તાર્યા અપાર; કૌહુ઼ં૦ ૧૦
ચારે વરણ ચારે આશ્રમી રે, શુદ્ધ કીધાં સંસાર;
અધરમ અવનિનો આ સમે, નાશ કર્યો નિરધાર. કૌહુ઼ં૦ ૧૧
જીજ્ઞાસુ જીવન જોઇને રે, જીવ જાંણી સુજાંણ;

સતસંગી સૌ થયા શાંમના, કરવાને કલ્યાંણ. કૌણું૦ ૧૨
શાસ્ત્ર પ્રમાણે સૌ મલી રે, પાલે નેમ પ્રમાંણ;
દારૂ માટી ચોરી હારીને, તજે ભજે સુજાંણ. કૌણું૦ ૧૩
વસ્યા વારમાં તેને વાલિયા રે, મોક્ષ મારગ માંય;
કટક કરી સુખ કાલથી, બલે ઝાલીને બાંય. કૌણું૦ ૧૪
ભાંણુ ઉદે થયા ભોમીમાં રે, પ્રભુ પ્રગટ પ્રતાપ;
ઘુર અસુર ઘણાં ઘુઘવે, કષ્ટ પામ્યા કલાપ. કૌણું૦ ૧૫
ભેખ પંડીત ભુંડા ભ્રષ્ટતેરે, ભાલી ભુમીના ભાર;
દુનિયાંને દોષ દેખાડતા, ઉલુક અસુર અપાર. કૌણું૦ ૧૬
નિજ ઉદ્યમ જાણે નાશીયો રે, એમ જાણી અસંત;
સંત સાચા સતસંગમાં, માંને નાંહી માહંત. કૌણું૦ ૧૭
સાચો સમાગમ સંતનો રે, સાચા પ્રગટ તે શાંમ;
અસુર હોય તેને આ સમે, કાંઇ આવે ન કાંમ. કૌણું૦ ૧૮
નાગ પાંચમ દને નાગનો રે, પૂજે લીંટો પ્રમાંણ;
પ્રગટ આવે તારે પાપીયા, જાંણે નાહી અજાંણ. કૌણું૦ ૧૯
મોક્ષ ભજે તજે પ્રગટને રે, ફેલી ફસીને ફંદ;
જરૂર અસુર તેને જાણવા, કેછે અવિનાશાનંદ. કૌણું૦ ૨૦

પદ ૨૨૮

કે વરણવું વિકિત કરી વલી રે, સતસંગ કુસંગ;
સતસંગ સંગ તે સંતનો, કુડો સંગ કુસંગ. વરણુ૦ ૧
અષ્ટ પ્રકારે તજે અતીરે, અબલાને અભંગ;
ભંગ તમાકુ ભાવે નહીં, ગાવે પ્રગટ ઉમંગ. વરણુ૦ ૨
દામ વામ દેખી દીલમાં રે, ડરી રહે છે દુર;
સુર ઈંદ્રીઝીત સર્વદા, ધન જાંણે છે ધૂર. વરણુ૦ ૩
વિષય વ્યસન વાલું નહી રે, વાલા વિશ્વ આધાર;
અપશબ્દ મુખે ન એ ચરે, ઉર શુદ્ધ ઉદાર. વરણુ૦ ૪
પ્રીત પ્રભુપદ પ્રગટમાં રે, પાળે નેમ પ્રમાંણ;
પર ઉપકારી પવીત્રતા, પ્રેમી પરમ સુજાણ. વરણુ૦ ૫

દીલ દયાવંત દેખીએ રે, શીલ સાંતી સ્વભાવ;
દાવપેચ નહીં દીલમાં, ભાંમનીનો અભાવ. વરણુ૰
સાધુતા શોભા શરીરમાં રે, ઓપે આભ્રણુ અંગ;
આભ્રણુ કનકના અંગમાં, પેરે નાહી પ્રસંગ વરણુ૰ ૭
ગ્રાંમકથા કેદી નાં કરેરે, કથા વાત પ્રસંગ;
સંગ એવો સતસંગ તે, હવે કૈયે કુસંગ. વરણુ૰ ૮
ભંગી જંગી ભોગી ભાંમની રે, વાલા વિષયવિકાર;
કાલ જેવા લાગે કારમાં, ભુંડા બોમીના ભાર. વરણુ૰ ૯
વાંમ દાંમ વાલું વલી રે, વાલાં વ્યસન વિશાલ;
તાંન તમાકુ ગાંજાતણું, તરૂણી સંગ તાલ. વરણુ૰ ૧૦
ભ્રષ્ટ ભુંડા ભવમાં ભમે રે, ભયદાયક ભૂત;
ભાંમની ભેટવા ભાવ છે, કલીરૂપ કપૂત. વરણુ૰ ૧૧
શમદમ શાંતી શરીરમાં રે, પેખી આવે ન પાસ;
વાસ કુવાસ વસે વળી દીલ દામનાં દાસ. વરણુ૰ ૧૨
કથે પૂરાંણુ પૂરાંણીયો રે, પ્રેમદા સંગ પ્યાર;
તાંણે તમાકુ ને તાંનમાં, ચાવે ચોપે ઉચાર. વરણુ૰ ૧૩
પંડીત પાપી પ્રસીદ્ધ છે રે, બ્રહ્મજ્ઞાંની વિશેષ;
ભાંગ દારૂ પીયે ભાલતાં, ધર્મધારીથી દ્વેશ. વરણુ૰ ૧૪
સતસંગ નિંદે સંસારમાં રે, કૈએ સરવે કુસંગ;
સંગ તેનો કરશો નહીં, ભક્તિમાં કરે ભંગ. વરણુ૰ ૧૫
ધર્મવાલા જન જે ધરા રે, કરે નાંહી કુસંગ;
સતસંગ પાળે સોચાંમણો, રૂડો રાખીને રંગ વરણુ૰ ૧૬
ચ્યારે વરણુ ચ્યારે આશ્રમી રે, ત્યાગી ગૃહસ્થ તમામ;
દ્વેશ કરે સાચા સંતનો, તેજ અસુર નકામ. વરણુ૰ ૧૭
વરણુ ચારે આશ્રમ વલિરે, સેવે સંત સુજાણુ;
સતસંગી તે જ સંસારમાં વેદશાસ્ત્ર વખાંણુ. વરણુ૰ ૧૮
સતસંગ ત્યાં રહે શ્રી હરી રે, પોતે પ્રગટ પ્રમાંણુ;
માન શ્રીવરમરાળ ત્યાં ત્યાં સંગે રહે સુજાણુ. વરણુ૰ ૧૯
કાંમ તીયાં નહીં રામજી રે રામ તીયાં ન કાંમ;

દિવસ રજની નોય દેખિયે, ભેળા રહે નરભાંમ. વરણુ૦ ૨૦
શાસ્ત્ર સાર સર્વે સોધીને રે, સારાં પદ સુખકંદ;
અવધ ગુરૂના પ્રતાપથી, કીધાં અવિનાશાનંદ. વરણુ૦ ૨૧

પદ ૨૯ બત્રીશાના કોપને બગાડ.

બત્રીશે બગાડ બહુ કર્યો રે, દુનીઆમાં નેહાંન;
કીધાં મેહાંન કૈક ગાંમને, હાંરે કહું સાંભળો કાંન. બત્રીશે૦ ૧
પૂરી નાંખ્યાં કૈક પૂરને રે, પાડી કીધાં સપાટ;
કાલું પાંણી આવ્યું કોપતું, હાંરે ઘણા પાડીયા ઘાટ. બત્રીશે૦ ૨
રેલ તણાંણી રેલમાં રે, મુલમાંથી મંડાણ;
બેઠાં રયાં કૈક બારણાં, હાંરે મુકી માઝા મેરાંણ. બત્રીશે૦ ૩
ઝાડ તોડયાં કૈક ઝપટે રે, પૂર આવી પ્રચંડ;
ખંડ કીધા કૈક ખંડના, હાંરે તાણ્યા દેરાના દંડ. બત્રીશે૦ ૪
હદ મુકીને આવ્યું હેરતાં રે, કાળું પાણી કઠોર;
કીધો કાલે કોપ કારમો, હાંરે હલકીને હિલોર, બત્રીશે૦ ૫
સેહેર બજારમાં સાંભલ્યું રે, નાત્ર ચાલ્યાં નેહાંન;
ભર્યા ભુવન મુકી ભાગીયા, હાંરે ભય પામ્યા ભયાંન. બત્રીશે૦ ૬
નગરવાસી નરનારીયોરે, પિડા પામ્યા અપાર;
ધાંમ ધરા ધન ધીરતા, હાંરે નામ પામી નિકાર. બત્રીશે૦ ૭
એક દશે કૈક નીકલ્યાં રે, જીવ રાખી સુજાંણ;
ભર્યા ભૂવન મુકી ભાગીયાં, હાંરે પેખી પ્રાંણી પ્રમાંણ. બત્રીશે૦ ૮
ભાદરવા વદિ આઠમે રે, આવ્યું પાંણી અપાર;
બાર વાગ્યા સમે બારથી, હાંરે સેહેર બીચ બજાર. બત્રીશે૦ ૯
મધ્ય રાત સુધી આવિયું રે, પાછું હઠયું પ્રમાંણ;
નોમે નવું પાણી આવિયું, હાંરે જકત બોળવા જાંણ. બત્રીશે૦ ૧૦
કાલુ પાંણી અતી કોપતું રે, આવ્યું જાણો અજાંણ;
માઝા મુકી ચાલ્યું મારગે, હાંરે વેગવંતુ વખાંણુ. બત્રીશે૦ ૧૧
ઘુંમરી ખાઈ ઘણું ઘુઘવે રે, છોલું મારે છકેલ;
વેગ અતી ભમરા વળે, હાંરે ભારે પાડી તેને ભેળ. બત્રીશે૦ ૧૨
જુલંમ કીધો જુગમાં રે, જોર કરીને જાંણુ;

પાણીએ કેંક પુર પાડીયાં, હાંરે નવાં કેંક નવાણુ. બત્રી૦ ૧૩
દેરાં પાડ્યાં કૈક દેવનાંરે, શિવ શક્તિનાં સાર;
પુરાયા દેવ જાણો પુરમાં, હાંરે શોક વાધ્યો અપાર. બત્રી૦ ૧૪
જીવ તણાણા જીવતારે, પશુ પક્ષી અપાર;
જાય તણાંણા જાણીએ, હાંરે માળા મેડા મંડાણ. બત્રી૦ ૧૫
કેંક જુનાં કામ કોટનાંરે, કેલબંધી કહાય;
ધકા મારીને ધસાવીયાં, હાંરે ધનધામ તણાય. બત્રી૦ ૧૬
જોઇ જુલમી જલ જાણીએરે, પ્રલય કરવા પ્રસીદ્ધ;
આયું અચાનક આ સમેરે, હાંરે કારમો કોપ કીદ્ધ. બત્રી૦ ૧૭
દ્વાર દુટસાં કૈક દેખતાંરે, પાણી તાણ્યાં કબાટ;
ઘાટ કુઘાટ ઘણા થયા, હાંરે સામટા તે સપાટ. બત્રી૦ ૧૮
બાગ બગીચા ને બંગલારે, મોટી કેચે મોહ્લાત;
કાંપ તણાણો કોપથી, હાંરે વલી જાણો વિખ્યાત. બત્રી૦ ૧૯
પાણી પરમાં પેસીયું રે, તાંણ્યા માલ તમામ;
ખાંડ સાકર ઘૃત ખારેકું, હાંરે ધામલી ધનધામ. બત્રી૦ ૨૦
કાપડ કેક કપાટનારે, હાટમાંથી હજાર;
જાય તણાણાં જોઇને, હાંરે વિલખે નરનાર. બત્રી૦ ૨૧
જલથી રેલો જોરે જાણીયે રે, મુકીને મરજાદ;
કોપ કરીને કારમો, હાંરે બોળ્યું અમદાવાદ. બત્રી૦ ૨૨
ભાટ બ્રાહ્મણ ભલા ભાટીયારે, ભાડભુંજા ને ભાંડ;
ભોજક ભવેયા ને ભીલડા, હાંરે કેંક કુવે છે રાંડ. બત્રી૦ ૨૩
ભલાં ભુવન ભાવસારનાં રે, ભટ પંડિત ભેખ;
જોગી ભોગી રાગી જાણીએ, હાંરે દુઃખ પામ્યાં અનેક. બત્રી૦ ૨૪
વાળંદ વૈદ વેશ્યા વલીરે, ગુણવંતા ગંભીર;
ગોલાં ઢાલાં ને ગોવાળીયાં, હાંરે કીધાં ફીર અધીર. બત્રી૦ ૨૫
વણીક વેપારી વાણીયારે, કંસારા કંદોઇ;
કણબી કોલી ને કલાલ તે, હાંરે બેતી બેઠા છે બોઈ. બત્રી૦ ૨૬
કંક રાજા રૂવે રાતમાંરે, જાણી કોપ જરૂર;
ભેર પામ્યા દુખ દેખીયે, હાંરે અતી થયાં આતુર. બત્રી૦ ૨૭

આવક ચોની ને સેવડારે, સઈ જાણે સુતાર;
કાછા વોરા ને કુંભાર તે, હાંરે બહુ પાડે પોકાર. બત્રી૦ ૨૮
જીનવાદી જગમાં અતીરે, દીનવાદી અપાર;
પીડા પામ્યાં નીજ પંડમાં, હાંરે જુવે નેણે નીહાર. બત્રી૦ ૨૯
તેલી તંબોળી ને તે શમેરે, ચામઠા ને ચમાર;
દુઃખ પામ્યા ઘણું દીલમાં, હાંરે સર્વ વરણ સંસાર. બત્રી૦ ૩૦
ધર્મદ્વેશી ધરા ઉપરે રે, થયા પાપી અપાર;
પીડા પામે પૃથ્વી વળી, હાંરે કરવા એકાકાર. બત્રી૦ ૩૧
સત્સંગ સારૂ સંસારમાં રે, હદ રાખી સહેત;
બાધુ જગત બોળ્યું નહીં, હાંરે ચીત જાણો સચેત. બત્રી૦ ૩૨
ચતુરને ચેતાવવા રે, અતીવૃષ્ટી અપાર;
કીધી કમલદ્રગ કારમી, હાંરે જુવો નેણે નીહાર. બત્રી૦ ૩૩
જોઇ ઉપદ્રવ જીવમાંરે, ગુરૂ નાઠા ગમાર;
દૂર વસ્યા જાઇ દેખતાં, હાંરે ભ્રષ્ટ ભુમીના ભાર. બત્રી૦ ૩૪
સાચા ગુરૂ સંસારમાં રે, બહુ રાખી બરદાસ;
ખાનપાંને કરી ખાંતથી, હાંરે વલી આપી સુવાશ. બત્રી૦ ૩૫
થોડા આપદમાં થીરતારે, રાખી નાંહી લગાર;
ભક્તને કેમ ભવ તારશે, હાંરે મહાસિંધુ અપાર. બત્રી૦ ૩૬
હોય ચતુરજન ચેતજોરે, જોઇ જાંણુ સુજાંણુ;
સમજી સાચા ગુરૂ સેવજો, હાંરે પેખી પ્રગટ પ્રમાણ. બત્રી૦ ૩૭
રાખે ખબર રૂડી રીતથીરે, સાચા ગુરૂ સંસાર;
ભાગે ખોટા ગુરૂ ભાલજો, હાંરે મનમાં નરનાર. બત્રી૦ ૩૮
જોઇ ઉપદ્રવ જીવમાં રે, આવો અવની અપાર;
પાલો ધરમ નરપ્રેમદા, હાંરે પ્રીત્યે કરીને પ્યાર. ત્રી૦ ૩૯
અનાવૃષ્ટિ અવની અતિરે, અતીવૃષ્ટી અપાર;
દેવદંડ દુનીઆમેં દેખજો, હાંરે ઉપદેશ ઉધાર. બત્રી૦ ૪૦
થયો નથી થાશે નહીં રે, આવો કોપ અપાર;
એવો થયો જાણો આ સમે, હાંરે કર્યો લેશ લગાર. બત્રી૦ ૪૧
જેઠી ક.ને વાત સાંભળીરે, તેવી વરણવિ ભાર;

ધર્મકુંવર ઉરમાં ધરી, હાંરે કરી ઉરમાં વિચાર. બત્રી૦ ૪૨
કેપ બત્રોશાનો કર્યોરે, દુઃખદાયક દ્વંદ;
વરણ્યો બહુ વિકતી કરી, હાંરે કવિ અવિનાશાનંદ. બત્રી૦ ૪૩

## ઉપાસનાનાં કિર્તનો.

### પદ ૨૩૦. દશ અવતારની આરતી.

જય મંગળ કરતા (૨) આદિ પુરૂષ અવતારી,
જુગ જુગ તનુ ધરતા, જય દેવ જય દેવ૦ ૧
પ્રથમ મચ્છતનુ ધારી, શંખાસુર માર્યો (૨);
વારિધિ વાસ કરીને, સત્યવ્રત નૃપ તાર્યો. જય૦ ૨
દ્વિતીય કચ્છતનુ ધારી, દેવા સુરરાજા (૨);
મંદરાચલ ગીરી ધાર્યો, શ્રી લેવન કાજા. જય૦ ૩
વપુ વરાહ વિશ્વંભર, ધાર્યો ધરકાજા (૨);
જગ્નમુર્તિ જયકારી, માર્યો રીપુરાજા. જય૦ ૪
નીગમરૂપ નરહર પ્રભુ, ધાર્યો ધીર ધારી (૨);
પ્રેહેલાદ જનપ્રતિપાલક, હીરણ્યકસીપુ હારી. જય૦ ૫
પંચમ તનુ પરમેશ્વર, વામનવપુ ધાર્યો (૨);
બળી છળી લીધી ત્રીલોકી, ત્રણ્ય પગલે તાર્યો. જય૦ ૬
ભ્રગુપતી ધરી રૂપ સ્વામી, નક્ષત્રી કીધી (૨);
સપ્તત્રીવાર અસુરનૃપ, લખી શીક્ષા દીધી. જય૦ ૭
રામરૂપ પ્રભુ ધારી, રાવણ રીપુ માર્યો (૨);
અનંત લીલા કરી અવની, વિભિષણ ભવ તાર્યો. જય૦ ૮
કૃષ્ણ કમળદળલોચન, ભવલોચન વારી (૨);
કંસાદિક રીપુમરદન, અષ્ટમ તનુ ધારી. જય૦ ૯
બુધ સુધ વપુ ધાર્યો, નવમો નવરંગી (૨);
અસુરવિમોહન કારણ, જનતારણ સંગી. જય૦ ૧૦
અકળ રૂપ અવનીપર, સહજાનંદ સ્વામી (૨);
મનમથ ગર્વ વિમર્દન, જય અંતરજામી. જય૦ ૧૧

અનંતરૂપ ધર અવની, આપે અવતારી (૨);
કલિ કાલિદત્ત કારન, તારન નરનારી. જય૦ ૧૨
કલિઅંત કલકીકે, વપુ ધરી વૃષનંદ (૨);
હય ચઢી રીપુ હરી હણશે, ભણશે ગુણછંદ. જય૦ ૧૩
દશ અવતારની આરતી, નરનારી ગાશે (૨);
અવિનાશાનંદ કહે છે, સુખશાંતી થાશે. જય૦ ૧૪

પદ ૨૩૧ રાગ કરાઇડો.

મેં હું સ્વામિ તિહારો, પાર ભવથી ઉતારો;
વાલા રખે વિસારો, દાસ જાંણી નકારો. મેં હું૦ ૧
અનંત જન્મ મેં ધરીયા આગે, ભૂલી ભવમેં ભટકયો;
જન્મમરણ પામ્યો દુઃખ જાણી. પકડી કાલે પટકયો. મેં હું૦ ૨
અગનાંની અડબંગ અતીસે, વિષે વાસનાવાલો;
લોભી કામી ક્રોધી લંપટ, કપટી અંતર કાળો. મેં હું૦ ૩
એવો તથાપિ શરણે આવ્યો, અધમઓધારણ જાણી;
પુરૂષોત્તમ તમે પાર ઉતારો, પતીત પાવન પ્રાણી. મેં હું૦ ૪
અન્ય આસ વિસવાસ તજીને, એક ટેક ઊર ઝાલી;
શામ તમારે શરણે આવ્યો, બહુનામી બળશાળી. મેં હું૦ ૫
બાંહ ગ્રહેકી લાજ બીહારી, પ્રાંણસનેહી પ્યારા;
અવગુણ જાંણી માં વિસારો, મોહન જીવન મારા. મેં હું૦ ૬
છોરૂ કછોરૂ હોય કદાપી, તોએ માત ને તાત;
અવગુણ અંતર લેશ ન આંણે, વાત જકતવિખ્યાત. મેં હું૦ ૭
કૈંક અધંમ ઓધાર્યાં આગે, ગીધ ગુણીકા જેવા;
અજામેલ આદિકજન અગણીત, કો શી કરી'તી સેવા. મેં હું૦ ૮
અમૃતને જે જાંણે અજાંણે, પાંન કરે નર પ્રીતે;
અમર કરે આનંદ પમાડે, જગમાં થાય અજીતે. મેં હું૦ ૯
તેમ તમારે શરણે સ્વામી. જાંણે અજાંણે આવે;
પાર પામે ભવસાગર પ્રાંણી, ફેરો સુફળ થાવે. મેં હું૦ ૧૦
દાસ જાંણીને દર્શન દેજ્યો, ફોગટ ટાળી ફંદ;
અરજી સાંભળો આનંદકારી, કે અવિનાશાનંદ. મેં હું૦ ૧૧

### પદ ૨૩૨ મું.

કરૂણાસીંધુ કૃપાળુ, દાસ તારો દયાળુ;
દેખી દીલનો દયાળુ, શાંમ કરજો સુખાળુ. કરૂ૦ ૧
ગુનેગાર મેં અતી ગુલાંમી, લુંણહરાંમી કાંમી;
કમળનયણ કરૂણા કરી મુજને, નાથ કરો નિશકાંમી. કરૂ૦ ૨
વચનભંગી મેં સદા વિરોધી, ક્રોધી કલમલવાળો;
દીનબંધુ નીજ દાસ દેખીને, દીલના દોષ પ્રજાળો. કરૂ૦ ૩
છીન છીન મેં અપરાધી તિહારો, પતીત પાંમર પેખી;
શરણે રાખી શામ સનેહી, આવ્યો સુખ અલેખી. કરૂ૦ ૪
ભવચોરાસી ભટકી ભટકી, ચટકી લાગી ચીતે;
માનુસ જન્મ ધરીને મોહન, શરણે આવ્યો સહીતે. કરૂ૦ ૫
સંતસમાગમ કરી શામળા, ચીતમાં ચાનક લાગી;
કરી પોતાનો કષ્ટ નિવારો, ભાવટ ભવની ભાગી. કરૂ૦ ૬
ક્ષર અક્ષરથી પર પુરૂષોત્તમ, આજ પ્રગટ અવતારી;
સ્વામિ સહજાનંદ સ્વરૂપે, ધર વિચરો તન ધારી. કરૂ૦ ૭
અતી પ્રતાપી જાણી અંતર, આવ્યો શરણે આજે;
જેવો તેવો તારો જાણી, બાંહે ગ્રહેજો લાજે. કરૂ૦ ૮
સદા મૂજને સંત સમાગમ, દયા કરીને દેજો;
અંત સમે આવિ અલબેલા, બાંહ ઝાલીને લેજો. કરૂ૦ ૯
અવગુણ અંતર લેશ ન આણો, મનમોહન તમે મારો;
બહુનાંમી નીજ બાંનુ વિલોકી, તારો ભક્ત તમારો. કરૂ૦ ૧૦
કોટી કોટી અપરાધ ક્ષમા કરો, દીલના દોષ વિદારી;
અવીનાશાનંદને અવીનાશી, રાખો પાસ તમારી. કરૂ૦ ૧૧

### પદ ૨૩૩ મું.

જીવ આદી અનાદીરે, માયાવાદી પ્રમાદી;
મોટા કે બહ્મવાદીરે, આત્મા જાંણ્યો ન આદી. જીવ૦ ૧
હૃદયવાસ સુક્ષમ અણું જ્ઞાતા, નખશીખ વ્યાપી રહાવે,
ચૈતન રૂપ સચીદ પ્રકાશક, વેદ પરાંન બતાવેરે. જીવ૦ ૨

અનંત જન્મ અભ્યાસ કરીને, વિશય સુખમે વળગો;
અગનાંને અવરાંણુ અંતર, લેશ રહે નહીં અલગોરે. જીવ૦ ૩
જીવ દેહને જેગે કરીને, કર્મ શુભાશુભ કરતા;
સદ્ગુરૂ સંત મળ્યા વિના સરવે, ફેરા ભવમાં ફરતા. જીવ૦ ૪
નીજ રૂપ ભુલિને નિશ્ચે, દેહરૂપ દરશાવે;
રાજા રંક થયો સ્વપનામે, ભીખ માગીને ખાવે. જીવ૦ ૫
એમ અમર ને અજર આત્મા, છેદ ભેદમાં નાવે;
તેહ દેહને જેગે કરીને, જન્મ મરણ દુખ પાવેરે. જીવ૦ ૬
ઘણ એરણને વચ્ચે આવી, લોહું જેમ ઘડાયે;
તેમ દેહમાં રહીને દ્રષ્ટા, જમના માર જ ખાયેરે. જીવ૦ ૭
નીજ રૂપને જ્યારે જાંણે, પૂરણકાંમ કહાવે;
બ્રહ્મરૂપ થઇને આ ભવમાં, ભૂલે ન ભરમાવેરે. જીવ૦ ૮
શાલ માથેથી ફોતરૂં જ્યારે, ઉતરે ચોખા થાયે;
ફેર ક્યારે ઉગે નહીં ભવમાં, વ્યાસાદિક મુની ગાયેરે. જીવ૦ ૯
પ્રગટ પ્રભુ કાં સંત પ્રગટના, જ્યારે જીવને મળશે;
અવિનાશાનંદ કે છે ત્યારે, ફેરા ભવના ટલશેરે. જીવ૦ ૧૦

પદ ૨૩૪ મું.

માયા ઇશ અનાદીરે, વરણી કોંણુ વીવાદી;
નિશ્ચે કરી ઇઆદીરે, સુંણજ્યો સર્વે સુવાદીરે. માયા૦ ૧
ત્રિગુણ રૂપ ને શક્તિ હરીની, તમ સ્વરૂપ તમાંમ;
અહંતા મમતાની કરનારી, જીવને આડું જામરે. માયા૦ ૨
દેહ સંબંધી જે જે પદારથ, ધન ધરણી ને ધામ;
માત ભ્રાતને તાત ભગની, ભાભી ભાંણેજ ભાંમરે. માયા૦ ૩
કુલ કુટુંબી જે જે કહાવે, હું તુંની કરનારી;
પુત્ર પશુ પરિવાર સ્વરૂપે, માયારૂપ અપારીરે. માયા૦ ૪
જીવ અનાદીનો જેને વશ, યેને બંધ રહાવે;
તે માયાના પ્રેરક કરતા, ઇશ્વર આપ કહાવેરે. માયા૦ ૫
જીવ જીવ પ્રત્યે જનરંજન, અંતરજામી જાણો;

કર્મ શુભાશુભના ફલદાતા, અધીક ન્યુન પરમાંણેરે. માયા૦ ૬
સદા સ્વતંતર શામ સર્વના, કોટિ બ્રહ્માંડના કરતા;
ધર્મનું રક્ષણ કરવા ધરપર, જુગ જુગ નરતનુ ધરતારે. માયા૦ ૭
કોટિ જીવ ને માયા કેશ, પ્રેરક કરતા પોતે;
પ્રગટ્યા સહજાનંદ સ્વરૂપે, જીવ તારવા જોતેરે. માયા૦ ૮
અક્ષરધામ નિવાશી આવ્યા, આજ પ્રગટ અવતારી;
સ્વામિનારાયણ નામજ પાળી, તાર્યાં નર ને નારીરે. માયા૦ ૯
અપાર મહીમા જાંણી આવ્યો, અવીનાશાનંદ શરણે;
જેવો તેવો ઘરનો કીંકર, જાણી રાખો ચરણે. માયા૦ ૧૦

પદ ૨૩૫ રાગ ગરબી.

ભક્ત થઇ પ્રભુ ભજીયે, પ્રભુ કેમ થૈયે;
દગા કપટ છલ તજીયે. પ્રભુ૦ ૧
હોય અસુર હરીવેશ ધારે, તેથી ડરી દુરૈયે. પ્રભુ૦ ૨
જાણ્યા પ્રભુ હોય અંતરજામી, ગુણ તેના મુખ ગૈયે. પ્રભુ૦ ૩
માંખી જેવો થૈને જન મુરખ, ખગપતી સમતા ન લૈયે. પ્રભુ૦ ૪
આડંબર રાખી અંતરમે, પ્રભુ થૈ ન પૂજૈયે. પ્રભુ૦ ૫
મહીષ જેવો થૈ માતંગ પદની, ચીતમે લેવા નવ ચૈયે. પ્રભુ૦ ૬
શ્વાન જેવો થઇને શઠ સાચો, સિંઘ થાવા નવ જૈયે. પ્રભુ૦ ૭
ખાબોચીયું થઈને ખળ ખાંતે, સિંધુની સમતા ન ગ્રૈયે. પ્રભુ૦ ૮
કામધેનુ સમ થાવા ગધેડી, હુલસાંણી ઘણું હૈયે. પ્રભુ૦ ૯
નામ પાડીને પ્રભુ નિજ મનમે, લાલચે નવ લલચૈયે. પ્રભુ૦ ૧૦
દાસ થઇ દીલદોષ વિદારી, પરમાનંદ સુખ પૈયે. પ્રભુ૦ ૧૧
અવિનાશાનંદ કે બોધ અનુપમ, ખોટો નથી સમ ખૈયે. પ્રભુ૦ ૧૨

પદ ૨૩૬.

દુઃખ ભક્તનાં ભાગે, પ્રભુ એને કૈયે;
રિદ્ધિ સિદ્ધી જેને આગે. પ્રભુ૦
જગની ઉત્પતી પ્રલયને જાંણે, સર્વના કારણ લૈયે. પ્રભુ૦
શ્રી માત્રની ગતિ અગતિને, જાણે જથારથ જૈયે. પ્રભુ૦

વિદ્યા અવિદ્યાના વેત્તા અક્ષરથી, સદા સ્વતંત્ર કહૈયે. પ્રભુ૦
કરતા પ્રેરક સર્વના કહીયે, આવે અવનીમાં એયે. પ્રભુ૦
જેને જાણે તેનાં પાપ પ્રજાળે, હરખી આપે સુખ હૈયે. પ્રભુ૦
નરનારિનાં તાંણે પ્રાણ નાડિને, જ્યારે પાસે એની જૈયે. પ્રભુ૦
ધ્યાન ધરાવીને ધામ દેખાડે, છબી દેહે છકી રૈયે. પ્રભુ૦
લૌકીકમાંહી અલૌકિક લીલા, દેખાડે સુખને ગૈયે. પ્રભુ૦
ભગ ઐશ્વર્ય યુક્ત છબિ ભાજે, દાસને દેખાડી દૈયે. પ્રભુ૦
સોળ ચિન્હ જેના ચરણમાં શોભે, અવિનાશાનંદ રાજી થૈયે. પ્રભુ૦

પદ ૨૩૭ રાગ ગરબી ઠુમરી.

સ્વામિનારાયન સ્વામિનારાયન, નામ રટો જન નેન નીહાર. સ્વામિ૦
સિંધુસુતા સમ કોટિ યશ મિલિ, ચરન ચાંપત ચિત્ત ધાર. સ્વામિ૦ ૧
વાલિસુત[1] વૃષવાહન[2] સુરવસુ, રટત હે નાંઉ ઉચાર સ્વામિ૦ ૨
સિંધુસુતાસુત[3] હાર હિયાપર, લટકત લલીત અપાર. સ્વામિ૦ ૩
માણુમતી પીયા પ્રગટ છબીપર, અવિનાશાનંદ બલહાર સ્વામિ૦ ૪

પદ ૨૩૮.

સ્વામિનારાયન શામ પીયા જીયા જીવંન દોર. સ્વામિ૦
કામનીકંદન સુરવૃષનંદન, છંદન ગાત નિહોર. સ્વામિ૦ ૧
ધવલ નવલ શિર પાગ સુધારત, લટકત સુમનકે તોર. સ્વામિ૦ ૨
ચંચલ ચલની ચિતવની ચંચલ, લેવત ચીતતવા ચોર. સ્વામિ૦ ૩
અવિનાશાનંદ અધિક લખી અંતર, પાવત સુખ અતોર. સ્વામિ૦ ૪

પદ ૨૩૯.

સ્વામિનારાયન પ્રગટ ભયે, કરનેકું કલ્યાન. સ્વામિ૦
જગકરતા હરતા જગભરતા, જીવન શાંમ સુજાંન. સ્વામિ૦ ૧
અધમ ઉધારનકારન અવનિ, પ્રીતમ પ્રગટ પ્રમાન. સ્વામિ૦ ૨
શરન ગ્રહે સુખ પાવત સબજન, મનવશ કરન મહાન. સ્વામિ૦ ૩
અવિનાશાનંદ અચલ ટેક અંતર, ધારત તારત ધીમાન. સ્વામિ૦ ૪

---

૧ વાલ. ૨ શંકર. ૩ મોતી.

*પદ ૨૪૦

સ્વામિનારાયન શ્યામ પીયા, સુખધામી હુમાર. સ્વામિ૰
વિધિનંદનનંદન વિધિનંદન, નાશ કલિ નીરધાર. સ્વામિ૰ ૧
વિધિનંદન નંદન નંદન દુત, પેખત ભાગે અપાર. સ્વામિ૰ ૨
વિધિનંદન સ્થાપત વસુધામે, પ્રગટ ભયે કરી પ્યાર. સ્વામિ૰ ૩
અવિનાશાનંદ વિધિનંદન નંદન, ધ્યાનમે નિશદિન ધાર. સ્વામિ૰ ૪

પદ ૨૪૧—રાગ કહરવા.

સ્વામિ શ્રીસહજાનંદ, ભજ મનસ્વામિ૰
સર્વાધાર સકલ સુખરાશી, અવિનાશી આનંદ. ભજ મન૰ ૧
જનરંજન ભંજન ભવતારન, કારન કરૂનાકંદ. ભજ મન૰ ૨
ધર્મનંદ સબ ધામકે ધામી, સ્વામિ સબ જગવંદ. ભજ મન૰ ૩
અવિનાશાનંદ કે અવતારી, સુખકારી સુખકંદ. ભજ મન૰ ૪

પદ ૨૪૨.

સહજાનંદ સુખધામી, ભજ મન૰
શરનાગતવત્સલ સુખદાયક, નાયક નામકે નામી. ભજ૰ ૧
કાલકે કાલ હે ઈશ ઈશનકે, નૌતમ નાથ નમામી. ભજ૰ ૨
પૂરન કામ અકામ પૂરાતન, જનવશકર જગસ્વામિ. ભજ૰ ૩
અવિનાશાનંદ કે અવનીપર, હરિજન પૂરન હાંમી. ભજ૰ ૪

પદ ૨૪૩.

સહજાનંદ સુખકારી, ભજ મન૰
અકલ અનંત કલાજુત આયે, અજીત અનુપ અવતારી. ભજ૰ ૧
કામ કલિ કાલિદત્ત કપટી, નાશ કરે સો નીહારી. ભજ૰ ૨
બન બિચરે તારે નરવિનતા, દીનતા દાસ નીવારી. ભજ૰ ૩
અવિનાશાનંદ આનંદ પાયો, ધર્મકુંવર ઉર ધારી. ભજ૰ ૪

---

* અર્થ—વિધિ જે બ્રહ્મા તેના પુત્ર નારદ તેને આનંદ આપનાર એવો, વિધિનંદન-ધર્મ, જેનો કલિમાં નાશ થયો છે તથા વિધિનંદન જે નારદ તેને આનંદ આપનાર ધર્મ તેના દુત જે જમ તે જે ધર્મને દેખીને બહુ દૂર નાસી જાય છે તે ધર્મને પૃથ્વીમાં સ્થાપન કરવાને પ્યાર કરીને પ્રકટ થયા એવા વિધિના નંદન-ધર્મ દેવ તેના નંદન જે દયાળુ સ્વામી-નારાયણ તેને રાત્રિ દિવસ ધ્યાનમાં ધારો.

પદ ૨૪૪.

સહજાનંદ સુખદાઈ ભજ મન૦
પ્રગટ ભયે છુપીઆપુર પ્રીતમ, અવધપુરી ઢીગ જાઈ. ભજ૦ ૧
બાલખ્યાલ કીને બહુનામી, જનરંજન જગમાંઇ. ભજ૦ ૨
નરનારી આશ્રીત કીયે નિરખિ, અનંત અવનીપર આઇ. ભજ૦ ૩
અવિનાશાનંદ આનંદદાયક પ્રગટ લીલા ગુન ગાઈ. ભજ૦ ૪

પદ ૨૪૫ રાગ ગરબી.

શ્રી સહજાનંદ શાંમળો, બ્રહ્મમોહોલના વાસી;
પુરૂષોત્તમ પરમાતમા, પૂરણ સુખરાશી. ૧

અનંત કોટિ અવતારના, આપે અવતારી;
પ્રેરક સર્વેના શ્રીહરી, પોતે સુખકારી. ૨

ચતુરવ્યુહ ઉપાસના, કરે નીશદીન ભારી;
માહ વિશ્નુ ધ્યાન ધરે, નીત પ્રેમ વધારી. ૩

સર્વ નિયંતા શ્રીહરી, સર્વે સૂખના ધામ;
તે પ્રગટયા દયા કરી, પોતે છપૈએ ગામ. ૪

અઢારસો સાડત્રીસનો, શુભ ચૈતર માસ;
રામનોમી સોમવાસરે, પ્રગટયા અવિનાશ. ૫

તે સમે કોટી બ્રહ્માંડમાં, થયો ઓછવ ભારી;
પુરૂષોત્તમ સઉના પતી, તેણે નરતનુ ધારી. ૬

જય જય શબ્દ કરી રયા, ગણુદેવ ગગંન;
ઇશ્વર કોટી બ્રહ્માંડના, થયા મન મગંન. ૭

સ્વયં પોતે નથી આવીયા, પુરૂષોત્તમ આપ;
તે આ ફેરે પધારીઆ, લેઇ મુક્ત અમાપ. ૮

એમ જાંણી સઉ જીવમાં, લેઇ વિમાંન સાર;
અગણીત કોટીક આવિયા, છપૈયા મોઝાર. ૯

પુષ્પ ચંદન વૃષ્ટી કરે, ધરે ભેટયું અપાર;
અવિનાશાનંદના નાથને, જુવે વારમવાર. ૧૦

પદ ૨૪૬.

દરશન કરી દયાલનાં, પામ્યા અતી આનંદ;
નિજ નિજ લોકમાં સૌ ગયા, ધારી મુર્તિ સ્વચ્છંદ. ૧
છપૈઆના મહીમાતણું, નીશદીન કરે ગાંન;
નથી કોટી બ્રહ્માંડમાં, આને તૂલ્ય નેદાંન. ૨
અગણીત ધાંમ આગે થયાં, થાશે અનંત અપાર;
છપૈઆના કોટી ભાગમાં, નાવે કોઇ લગાર. ૩
અવતારને જોગે કરી, કેવાયછે ધામ;
આ તો અવતારિ આવીયા, પ્રભુ પૂરણકાંમ. ૪
તે માટે એ સરવોપરી, ધામ વિખ્યાત જાણો;
છપૈઆના પાસંગમાં, નાવે કોઇ પ્રમાણો. ૫
કોટી તીરથ કરે જઇને, જન કોટીક વાર;
એકવાર છપૈએ જાય તો, તેનું ફલ અપાર. ૬
સાત પુરી ચાર ધામથી, છપૈઆ અધીક;
ખોટું લગારે કેતો નથી, કીધું ઠીકાઠીક. ૭
સત્સંગમાં વલી આ સમે, જાણો ધામ છે બહુ;
તેથી છપૈઆ અધીક છે, વાત સાચી હું કહું. ૮
દેહ ધરી એકવાર જે, જંન છપૈએ જાશે;
પાપ મહા નાશ પામશે, માહામુક્ત કેવાશે. ૯
એ પુરમાં લીલા કરે, લાલ બાલસ્વરૂપ;
અવિનાશાનંદ ઉરમાં રહો, આવી મૂર્તી અનૂપ. ૧૦

પદ ૨૪૭.

બાલલીલા વાલો બહુ કરે, બાલક અનુસાર;
તે જોઇને રાજી થાય છે, માત તાત અપાર. ૧
નીત હરી વધતા જાય છે, જેમ બીજનો ચંદ;
સામરથી જોઇ શ્યાંમની, અતી પામે આનંદ. ૨
એક સમે સુતા પારણે, પુરૂષોત્તમ નાથ:
ઝાલ્યો રમવા કારણે, ચંદ વધારી હાથ. ૩
ભિન ભિન આપે ભક્તને, અતી સુખ અપાર;

કાલું કાલું બોલે મુખથી, પોતે પ્રાંણઆધાર; ૪
ચોવિશ દશ અનંત તે, આવે દરશન કાજ;
ઊભા ઊભા સ્તુતિ કરે, રાજી કરવા મહારાજ. ૫
એમ છપૈયાપુરમાં, અતિ ઓછવ થાય;
અનંત કોટી બ્રહ્માંડના, પતી આવે ને જાય. ૬
પુરૂષોત્તમ જ્યાં વિચરે, તિયાં એ સહુ આવે;
તે આશ્ચર્ય ન જાણજો, વેદપૂરાણ ગાવે. ૭
બાલલીલા વાલો બહુ કરે, પુર છપૈયામાય;
સહસ્ર કોટી શેશ ગાય તો, પણ પાર ન થાય. ૮
એક સમે રૂષી આવિયા, મારકંડેય નામ;
સુંદર નામને પાડીઆં, સુણતાં સુખધામ. ૯
હરિકૃષ્ન કૃષ્ન હરી, નીલકંઠ ઉદાર;
અવિનાશાનંદ કે એ આદી, પાડયાં નામ અપાર. ૧૦

પદ ૨૪૮.

નામ પાડીને રૂષી ગયા, આપ્યાં દાન અપાર;
ધર્મભક્તિ સુણી નામને, બોલાવે કરી પ્યાર. ૧
એમ કરતાં મોટા થયા, આઠ વર્ષના હરી;
જનોઈ દેવા કારણે, સામગ્રીઓ કરી. ૨
મંડપ મોટો બણાવીયો, કરી વેદીકા સાર;
વેદ ભણેલા બોલાવિયા, દ્વિજ લાખ હજાર. ૩
યજ્ઞોપવિત ધરાવિયું, હરિને તેહ વાર;
પુષ્પવૃષ્ટી અતિશે કરે, આદિ દેવ અપાર. ૪
અસંખ્ય કોટિ બ્રહ્માંડથી, આવ્યા ઇશ્વર ત્યાંય;
ભેટયું ધરે હરી આગલે, જોઇને રાજી થાય. ૫
દરશન કરીને નાથના, ગયા સઉ નિજ લોક;
માતપીતા સુખ પામીયાં, અતી થયાં અશોક. ૬
વરણી વેશ વાલે ધારીયો, ભણ્યા શાસ્ત્ર અપાર;
સાર કાઢી સરવે તણું, કર્યો ગુટકો સાર. ૭

જ્ઞાન આપી પછે માતને, આપ્યું દિવ્ય સ્વરૂપ;
દેહક્રીયા સરવે કરી, વેદવિધી અનૂપ. ૮
તે કેડે તનને ત્યાગીયું, દેવ ધર્મ ઉદાર;
દેહક્રીયા આપે કરી, ચાલ્યા પ્રાંણઆધાર. ૯
સરવે કુટુંબને ત્યાગિને, ચાલ્યા વને મોઝાર;
અવિનાશાનંદ કે તારવા, જીવ અનંત અપાર. ૧૦

પદ ૨૪૯

મહાવનમાં હરિ વિચર્યા, પૂરણ સુખરાશી;
જળ થળ નભના જીવને, કીધા ધામના વાસી. ૧
પુરૂષોત્તમ જોઇ નાથને, રાજી પૃથ્વિ અપાર;
કોઇ વાલો નથી વિચર્યો, મૂજપર નીરધાર. ૨
તે હરી ફરે મુજ ઉપરે, છે મારાં મોટાં ભાગ;
એમ તે મહીમા જાણીને, કરે અતી અનુરાગ. ૩
એવિ રિત્યે મહિ ઉપર્યે, ફર્યા તિર્થ અપાર;
તિર્થને તિર્થરૂપ કર્યાં, પોતે ધર્મકુમાર. ૪
અધરમ ભૂમીનાં ટાલીયાં, નીજ સામૃથ જોર;
મુમુક્ષુને ઉધારીયા, માર્યા દૈત્ય કઠોર. ૫
કર્તા પવિત્ર સહુ દેશને, આવ્યા લોજ ગામ;
રામાનંદ સ્વામીને મલ્યા, પોતે શ્રી ઘનસ્યામ. ૬
સ્વામી જોઇ હરીમૂરતી, પામ્યા અતિ આનંદ;
પુરૂષોત્તમ પોતે આવિયા, દયા કરી સ્વચ્છંદ. ૭
અવતારી સહુ અવતારના, જાંણી કર્યા સાર,
ધર્મધુર સોંપી નાથને, ગયા ધામ મોઝાર. ૮
તે કેડે સામૃથ વાવર્યું, પૂરણ સુખકારી;
ઇષ્ટ રૂપે સઉ જનને, આપ્યું દરશન ભારી. ૯
મુકી મત્ત શરણે થયાં, અગણીત નરનારી;
અવિનાશાનંદના નાથને, જાણીને અવતારી. ૧૦

પદ ૨૫૦

તાર પછીની વાર્તા, કહું સુણજ્યો ભાઇ;
પુરૂષોત્તમ ઘનશામની, અતીશે પ્રીત બાઇ. ૧
પછે પૃકણ ચલાવિયું, સમાધીનું સાર;
અગણીત કોટિક તારવા, ભવ નર ને નાર. ૨
દેખે જે નજરે નાથને, તેને સમાધી થાય;
તર્ત ભૂમી ઢલી પડે, નાડી પ્રાંણ તણાય. ૩
જાય પછે તેહ ધામમાં, દેખે મુર્તિ અનૂપ;
દિવ્ય સિંઘાસન ઉપરેં, બેઠા નમે સુરભૂપ. ૪
અનંત અનંત અવતાર તે, તિયાં સ્તુતી કરે છે;
ચરણ સેવે મહારાજનાં, મુખે જશ ઉચરે છે. ૫
અનંત કોટી બ્રહ્માંડના, પતી દરશને આવે;
પુજા સાજ લેઇ પ્રીતથી, ઉભારે કરી ભાવે. ૬
દૃષ્ટી કરે જ્યારે શ્રીહરી, તારે દરશન થાય;
નહિં તો ઉભા ઉભા તેજમાં, ખાંતે ધકા રે ખાય. ૭
એમ એ અક્ષરધામમાં, સામર્થિ અપાર;
દેખાડે પોતાના દાસને, પોતે ધર્મકુમાર. ૮
સમાધીમાં નરનારને, નીત દરશન આપે;
આવી પછે દેહમાં કહે, સુણી સંશય કાપે. ૯
એવ સામર્થિને સાંભળી, ધારી કરે ધારણ;
અવિનાશાનંદના નાથને, જાણી સઉના કારણ. ૧૦

પદ ૨૫૧

એવા ચમત્કાર જીવને, પોતે દેખાડે બહુ;
એકમુખે માહારાજનો, કથી કેટલો કહું. ૧
સહસ્ર કોટિ શેશ ગાય છે. પણ ન પામે પાર;
અનંત મહીમા નાથનો, થાય નહિં નીરધાર. ૨
લેશનો લેશ તેનો લેશ, તેનો લેશ લગાર;
મહીમા કહ્યો માહારાજનો, સાંભળો નરનાર; ૩

અવતારી સઉ અવતારના, પોતે આવ્યા છે આજ;
તે માટે સામૃથી જંનને, દેખાડે છે મારાજ. ૪
આગે અવતારે કરી, કર્યાં પ્રાક્રમ ભારી;
ભક્તદ્વારે તેવાં કરે, માટે આ અવતારી. ૫
જેવા તેવા હોય જીવને, ધારણા તે ધરાવે;
દેખાડે અક્ષરધામને, માટે અવતારી કાવે. ૬
કેટલાક ભક્તને આ દેહે, ગતી સ્વતંત્ર આપી;
કોટિ બ્રહ્માંડમાં જાય તે, અષ્ટ આવ્રણ કાપી. ૭
અવતાર ને અવતારીની, રીત બીજી તે કહું;
ચીત દઈ સૌ સાંભળો, એક દ્રષ્ટાંત દઉં. ૮
અનળ વ્યાપે જ્યારે લોહમાં, તારે અનળ તે કેયે;
તેથી જ્યારે નોખો પડે, તારે લોહુંજ કેયે. ૯
તેમ પુરૂષોત્તમ જેહમાં, આવે તે અવતાર;
અવિનાશાનંદના વાલમા, પોતે અવતારી. ૧૦

પદ ૨૫૨

અવતાર ને અવતારીનો, જેને વિવેક થાય;
તે જાય અક્ષરધામમાં, મહામુકત કેવાય. ૧
અવતારી અવતારને, સરખા જેહ જાણે;
તેને વિવેકી ન જાણવો, કહું શાસ્ત્ર પ્રમાણે. ૨
ચક્રવર્તિ ભૂપાલને, કેવો ખંડીયો રાજા;
તે તો વિવેકિ કહે નહીં, કહે મુર્ખસમાજા. ૩
સમુદ્ર ને સરોવરને, કેમ સરખું લેવાય;
અવતાર ને અવતારીને, તુલ્ય નવ કેવાય. ૪
તારાના ગણ છે નભમાં, વલી જાણ્યો ત્યાં ચંદ;
તેને બરોબર લઇ કહે, કેંયે મતીના મંદ. ૫
વડવાનલ વલી વહનીને, કહે તુલ્ય મસાલ;
જાણે તેમ અવતારી ને, હોય બુદ્ધિના બાલ. ૬
ચીંતામણીને હિરામણી, તેને એક જે જાણે.
તેને મંદમતી જાણવો, કહું શાસ્ત્ર પ્રમાણે. ૭

અવતાર ને અવતારીમાં, છેક અનંત અપાર;
દ્રષ્ટાંત પ્રમાણે જાણજ્યો, ખોટું નથી લગાર. ૮
અપાર મહીમા નાથનો, તે તો નવ કેવાય;,
જેવા જાણે માહારાજને, તેવો તે થાય. ૯
અગણીત મહીમા જુક્ત છે, સ્વામી સહજાનંદ;
અવિનાશાનંદ નિશ્ચે કહે, ધારી પ્રભુ સુખકંદ. ૧૦

પદ ૨૫૩.

એવા જાણી માહારાજને, સેવે નરનારી;
અવર ગુરૂ અલગા કરી, ઘનશાંમ વિહારી. ૧
સમૃથ જાણી શામને, દ્રઢ ધર્મને ધારી;
પાલે પ્રીતે વર્તમાનને, માન મોહ નીવારી. ૨
સર્વના કારણ શામને, ધારી ધ્યાનમાં ધારે;
કામ ક્રોધાદીક શત્રુને, ઉરમાંથી નીવારે. ૩
અજીત શત્રુ જીતીયા, અલબેલે આ વારે;
મનમથ મરાવ્યો માહાપ્રભુ, નિજ નીકલતે દ્વારે. ૪
રામા અવતારમાં રામજી, રાવણને માર્યો;
સિંધુ બાંધ્યો સૈન્યા કરી, બિભિક્ષણને તાર્યો. ૫
રાવણ ત્રિલોકી ઝીતીયો, કામથી પામ્યો હાર;
તેને ઝીત્યો આ સમે, કલીમાં નરનાર. ૬
પ્રગટ પ્રભુના પ્રતાપથી, જવાનિમાંહિ જંન;
એથી પ્રતાપ મોટો કીયો, મૂઢ માનજ્યો મંન. ૭
અપાર સંસાર આ સમે, તાર્યા નરનાર;
પાલ બાંધી વૃતમાનની, નિરભે નીરધાર. ૮
પડે નહીં આખડે નહીં, આંખ્યુ મીંચીને જાય;
બાલ વૃદ્ધ આદિ બહુ, કેતાં પાર ન પાય. ૯
આગે અવતારે કરી, માર્યો અસુરવૃંદ;
અંતરશત્રુને આ સમે, માર્યો અવિનાશાનંદ. ૧૦

પદ ૨૫૪.

એવા સહજાનંદ શ્રી હરી, લેઇ સંતસમાજ;
દેશ વિદેશમાં વિચર્યા, કરવા જનકાજ. ૧

પાશ વિનાશ કરે પ્રભુ, મૂળ માયાના મોટા;
ભેખ કર્યો ભવ તારવા, કરવા બિજા ખોટા. ૨
શાસ્ત્ર પ્રમાણે સંતની, રૂડી રીત ચલાવી;
નોતી દીઠી નોતી સાંભલી, કલીમાં કરી આવી. ૩
અષ્ટ પ્રકારે આ સમે, ધનનારીના ત્યાગી;
કીધા વાલે કરૂણા કરી, ભવમાં બડભાગી. ૪
અગણીત જીવ ઓધારવા, ફરે દેશ વિદેશ;
સંતમંડલ સાથે લઈ, વાલો વરણીવેશ. ૫
સૌભીર સોરઠ દેશમાં, કચ્છ કાઠીઆવાર;
ચડોત્તર ગુજરાતમાં, ફર્યો વારમવાર. ૬
દેશ દંઢાવ્યમાં વિચર્યો, નલકંઠામાં નાથ;
દરશન આપી દાસને, કીધા ભક્ત સનાથ. ૭
મોટા મોટા કર્યા મહાપ્રભુ, માહારૂદ્ર અપાર;
જેતલપુર ડભાણમાં, તારવા નરનાર. ૮
પ્રીત્યે કરી પરચા બહુ, આપ્યા પ્રાણઆધાર;
મણ ઘ્રત માંહી જમાડીઆ, દ્વિજ લાખહજાર. ૯
અંત સમે અલબેલડો, તેડવા જન આવે;
ભક્ત અભક્ત ભાલે સહુ, અવિનાશ કહાવે. ૧૦

પદ ૨૫૫

ગાંમોગામ ફરે શ્રીહરી, કરવા જનકાજ;
સતમંડલ લે સંગમાં, રાજ રાજાધીરાજ. ૧
અન્નફલજલ જમા જંનના, ભવબંધન કાપે;
આપે સુખ અલબેલડો, પોતે આપ પ્રતાપે. ૨
ધામ દેખાડે ધ્યાનમાં, શ્વેત દ્વિપ ગોલોક;
જોઈ આવી નજરે કહે, સાંભલે સઉ લોક. ૩
નરનારીના નાથજી, નાડીપ્રાંણને તાણે;
એવો પ્રતાપ પ્રગટનો, હરીજન વખાણે. ૪

આસુરી જીવને અંતરે, વાત નવ મનાય;
સામા પાપી નંધા કરે, પછે વાંસેથી ગાય. ૫
સીદ્ધ ગતી સતસંગીને, આપી અલબેલે;
જાય આવે નર જુવતી, છકમાંહી છકેલે. ૬
ફંદ કાપે ભવનાં ફરી, સહજાનંદ સ્વામી;
સુખ આપે નરનારને, નટવર બહુનામી. ૭
મંદીર મોટાં માહાપ્રભુ, ગામોગામ કીધાં;
તે દ્વારે હરીભકતને, સુખ અગણિત દીધાં. ૮
સામ્રથ અદભુત વાવર્યું, આવિ અલબેલે;
અનંત જીવ ઓધારીયા, છોગાલે છેલે. ૯
ઘરોઘર ઘનશામજી, જંનને સુખ આપે;
અવિનાશાનંદનો નાથજી, માહા સંકટ કાપે. ૧૦

પદ ૨૫૬

એક સમે ઘનશાંમજી, અમદાવાદ માંઇ;
સભા કરી સહુ સંતની, બોલ્યા બલભાઇ. ૧
વાત કહું સહુ સાંભલો, અતી પ્રેમ કરીને;
રીત કહુ સતસંગીની, ધીર ઉર ધરીને. ૨
ચોરી અવેરી નાં કરે, દારૂ માટી ન ખાચે;
વટલાવે વટલે નહીં, મધ પીવે ન પાચે. ૩
ભાંગ્ય પીચે નહીં ભાવથી, હોકા ગાંજા ન પીચે;
તમાકુ ચાવે તાણે નહીં, બહુ ભાલીને બીચે. ૪
અફીણ બિડી પીયે નહીં, ભાંડરાંડ ન ભાલે;
વેશધારી નરવીનતા, તેથી છેટેજ ચાલે. ૫
વિધવા જો હોય વિનતા, તેને અડે ન અંગે;
એકાંત્યમાં કેદી ન રહે, સુતા માતાની સંગે. ૬
આતમઘાત કરે નહીં, સતસંગી જે હોય;
વિમુખના મુખથી વદી, કથા સુંણે ન કોય. ૭

મીથ્યા કલંક નાંખે નહીં, કોઈ ઉપરેં કેદી;
દગાકપટ રાખે નહીં, રેવું ભવમાં બે દી. ૮
હોલીના ખેલ કરે નહીં, હરખી નરનારી;
કોઇના દેવની ના કરે, નિંદા સુમતી વિચારી. ૯
કયા એ આદીક નીમને, પાલશે કરી પ્રીતી;
અવિનાશાનંદ કે ધામમાં, જાશે જગ ઝીતી. ૧૦

પદ ૨૫૭.

એમ તે અમદાવાદમાં, સુખ આપે છે સ્વામી;
વાતું કરી નરનારને, ધામ સર્વેના ધામી. ૧
સમૈયા બહુ સેહેરમાં, કરે આનંદકારી;
રામનૌમી એકાદશી, પરબોધની પ્યારી. ૨
જીરણુગઢ ગઢપુરમાં, વરતાલ વિલોકી;
જેતલપુર ભુજનગ્રમાં, ધામ મુલી અલોકી. ૩
ધોલેરા બંદર ધોલકા, વટપત્તન માંઈ;
શુંડલ સુરત સહેરમાં, ગઢ ઇડર જાઇ. ૪
ધામ છપૈયા શીરોમણી, ધામ સર્વેનું મૂલ;
વાસ કરી વાલો વસ્યા, કાપવા કલીકૂલ. ૫
પોતાનું કુલ તેડાવિયું, પ્રભુ પૂરણકામ;
જ્યેષ્ટ છોટા બેઉ ભાઈને, કરવા જનકામ. ૬
દત્ત કીધા બેઉ ભાઈના, પૂત્રને કરી પ્રીત;
નીજ ગાદીપર નાથજી, પધરાવ્યા પુનીત. ૭
નામ અવધપ્રસાદજી, બીજા શ્રી રઘુવીર;
ઈશ્વિર સરખા ઓપતા, મહાગુણગંભીર. ૮
સતસંગ સરવે સોંપીયો, સંતશાસ્ત્ર સહીત;
અગણીત જીવને તારવા, પુરૂષોત્તમ પ્રીત. ૯
જયજયકાર થયો ભુવી, સુખ પામ્યા અપાર;
અવિનાશાનંદ અલબેલની, છબિપર બલહાર. ૧૦

### પદ ૨૫૮

અનંત લીલા કરી હરી, આપી સૂખ અપાર;
ભાર ઉતારી ભુમિતણો, તાર્યા નર ને નાર. ૧
સર્વે માથે મારી મેખને, નીજમત્ત અનૂપ;
ચલાવ્યો સર્વોપરી હરી, સુંદર સુખરૂપ. ૨
મચ્છરૂપ ધરી માવજી, સત્યવ્રત ઉગાર્યો;
કચ્છાવતાર ધરી કરી, મંદરાચલ ધાર્યો. ૩
વારાહરૂપ ધરી હરી, વસુધા ગોતી લાવ્યા;
માર્યો રીપુ હીરણાક્ષને, માહાપ્રાક્રમી કાવ્ય. ૪
રૂપ ધરી નરસીંઘનું, પ્રેહેલાદ ઉગાર્યો;
સ્થંભ ફાડી પ્રગટયા પ્રભુ, માહા અસુર માર્યો. ૫
વામનરૂપ ધરી વલી, બલી છલ્યો વિહારી;
નક્ષત્રી પૃથ્વી કરી, ફરસી કર ધારી. ૬
રામરૂપ ધારી મારીયો, માહારાવણરાજ;
કૃષ્ણાવતાર ધરી કરી, કર્યાં કૈકનાં કાજ. ૭
મોહ પમાડયા દૈત્યને, ધરી બુદ્ધસ્વરૂપ;
કલિ અંત્યે કલકી થશે, હય ચઢી અનૂપ. ૮
જ્યાં જેવું કામ તેવું કર્યું, ધર્યું રૂપ ધરાપે;
અગણીત જીવને તારવા, આવ્યા અવતારી આપે. ૯
થયો નથી થાશે નહીં, આવો અવતાર;
અવિનાશાનંદનો નાથજી, અવતારી આ વાર. ૧૦

### પદ ૨૫૯

મોક્ષનો મારગ માહાપ્રભુ, રાખી ચાલતો સ્વામી,
ધામ જેવા ઈચ્છા ધરી, જગ અંતરજામી. ૧
કલ્યાંણુસકુકો આપીયો, નીજ પૂત્રને હાથ;
ગોચરરૂપ અગોચર, કીધું નરનાથ. ૨
સત્સંગમુર્તિમાં સર્વદા, રયા સંતમાં શામ;
કામ કરવાને કારણે, પોતે પૂરણુકામ. ૩

ભાલે છે ભાવ કુભાવને, ભક્તના ભગવાન;
આપે છે એકાંતીક દાસને, દીલ દર્શન દાન. ૪
અંત સમે અલબેલડો, આવે તેડવા આપ;
પોતાના ભક્તને પ્રીતથી, દેખાડે પરતાપ. ૫
અવગુણ ચીત આંણે નહીં, દાસનાં દુખ કાપે;
ગુણવંત વિચારી ગુણને, આવિ સુખ આપે. ૬
માતાપીતા નીજપૂત્રના, ગુણ અવગુણ જાણે;
ગુણ ગ્રહે નીજ બાલના, ઉર અવગુણ નાંણે. ૭
માઈક જનની ચાકરી, કરે માઇક જંન;
ખાલી કેદી જાવે નહીં, માનજો જન મંન. ૮
પુરૂષોત્તમ પ્રભુ જાણીને, સેવા જેટલી કીધી;
તેટલી પ્રાપતી તેહને, પ્રભુ આપે પ્રસિદ્ધિ. ૯
નરનારી એમ જાણીને, સેવો આનંદકંદ;
અવિનાશાનંદ કે આ સમે, સ્વામી સહજાનંદ. ૧૦

પદ ૨૬૦–વિરહનાં પદો.

મુને મેલિ ગયારે માહરાજ, કોને કેને કીજીયે; મુને૦
કમરે કરીને દીન કાપશું, કરશે કુંણ હવે કાજ કોને કેને કીજીયે. ૧
પાટે બેસી સુખ આપતા, કાપતા કષ્ટ કલેશ;
રમુજ કરીને બોલાવતા, હેતે હરખી હમેશ. કોને૦ ૨
આધિ વ્યાધી ઉપાધીને, નાશ કરતા નેદાન;
ખાંનપાંન સનમાંનને, દેતા થૈ ગુલતાન. કોને૦ ૩
કરી આવતાં કાંઈ કામને, જ્યારે જન સુજાણ;
બહુ હેતે ભરી બાથમાં, મલતાં કરતા વખાણ. કોને૦ ૪
પ્રીત કરીને પુછતા, સરવે સૂખસમાચાર;
તેરે દીવસ ગણા સાંભરે, ઉરમાં વારમવાર. કોને૦ ૫
જ્યારે જ્યારે મુને જીવમાં, સૂરત સાંભરે શામ;
આવે હૈયું ઉભરાઇને, જંપ નહીં આઠુ જામ. કોને૦ ૬

સુખ સરવે સંસારમાં, ઉરથી થયાંરે ઉદાસ;
અવિનાશાનંદ કે આ સમે, સુખ છે શ્રીહરી પાસ. કોને૦ ૭

પદ ૨૬૧-રાગ ગરબી.

શ્રી ઘનશામ વિનારે છપૈયાપૂરમાં;
વ્યાકુળ વિલખે નરનારી સહુ ઊર જો;
આંસુની ધારારે ચાલે આંખમાં,
જાણે વરસે ભાદરવો ભરપૂર જો. શ્રી ઘનશામ૦ ૧

નાવું ને ધોવુંરે સર્વે વિસર્યા,
ભુલ્યાં સર્વે અંગરાગઅનુરાગ જો;
નામ રટે કાંઈ કામ ન સુઝે કોઇને,
મણી વિના જેમ ઝુરે મણીધર નાગજો. શ્રી ઘન૦ ૨

ભાઇ ભાઇ કહીને ઇચ્છારામજી,
શોચ કરે છે મનમાં તનમાં તાપજો;
દીન થઇને નામ સુવાસની સુંદરી,
રોવે વ્યાકુલ વિલખે રામપ્રતાપજો. શ્રી ઘન૦ ૩

કોમલ વયમાં ધર્મકુંવર વનમાં ગયા,
છેદ તે દૈને છેલ છબીલો છેક જો;
ન કહી કોઇને વાતલડી જાવા તણી,
ચાલ્યાં ચોંપે પોતે એકાએક જો. શ્રી ઘન૦ ૪

કાંટા ને કાંકરડા પગમાં ખુંચશે,
તાપ ને તડકો લાગશે તનમાં ભૂખજો;
વાંસેહું નાવા વલીયા વનમાં વળી,
કેને આગલ કેશો જૈને દુખજો. શ્રી ઘન૦ ૫

મનુષ્યજાતી એ વનમાં મલશે નહીં,
વાઘ વારાહ અને વાનરવૃંદ અપાર જો;
બીશો તેથી બાલ તમે વનમાં વલી,
પાછા આવો પ્રીતમ પ્રાણઆધાર જો. શ્રી ઘન૦ ૬

ભાઇ ને ભોજાઈ એમ તો ટળવળે,
નેણુંમાંથી નીર ચોધારે જાયજો;
ખાનપાન સૌ ભુલ્યાં ભયહારી વીના,
એ દુખની તે કેને વાત કેવાયજો. શ્રી ઘન૦ ૭
પ્રીતમને વિજોગે પશુપક્ષી સહુ,
ભુલ્યાં ચારો ચરવા તનનું ભાનજો;
થકીત થૈને ઉભાં જાંણે ચિત્રમાં,
ચિતારાએ ચિતરીયાં વિના પ્રાણજો. શ્રી ઘન૦ ૮
પ્રાણજીવન વિનાના ઝુરે પાંજરે,
મેના પોપટ ચાતક ચકવા મોર જો;
કોયલ ટોકા શોકાતુર થઈને કરે,
શુણી શુણીને કાલજ કંપે શોરજો. શ્રી ઘન૦ ૯
દુખદરીઆમાં પુરવાસી ડુબ્યાં સહુ,
પ્રીતમ વિના જુગ જેવી પલ જાયજો;
અવિનાશાનંદનો સ્વામી આવી મલે,
તારે સુખ ને શાંતી મનમાં થાય જો. શ્રી ઘન૦ ૧૦

પદ ૨૬૨.

કેજો જાઇને કોઈરે ધરમકુમારને,
તમ વિના તો તલખે નર ને નારજો;
દયા કરીને દયાસિંધુ દાસને,
દરશન દેજો પાછા પ્રાણઆધારજો. કેજો૦ ૧
આવું નોતું કરવું અમપર નાથજી,
સુખ દઈને દીધું દુખ ભરપુર જો;
છેટે છેલા છેક જાઈ છાના રહ્યા,
વાલમ મારી વિરહકટારી ઉરજો. કેજો૦ ૨
કેમ કરીને દુખના દાડા કાપીએ,
દીધો નહી કાંઈ અવધીનો આધારજો;
નીરાધાર વિલખે છે નરનારી સહુ,
પાંખવિના જેમ પંખીગણ નીરધારજો. કેજો૦ ૩

ખાવુંને પીવું કાંઈ ગમતું નથી,
રહે છે ભમતું મન તમારી પાસજો;
આસ પુરો અલબેલા આવી આ સમે,
ઘણી ન કીજે દાસ ઉપર અવિનાશજો. કેજો૦ ૪

શોચ કરે છે દાસ તમારાં શ્રીહરી,
વ્યાકુલ મનમાં બાળક મીત્ર અપારજો;
ભાઈ ને લોજાઇ પુરની ભાંમની,
વાટ જુવે છે વાલમ વારમવારજો. કેજો૦ ૫

રોઈ રોઈને આંખુ તો રાતી થઈ,
થોડી ગઇ ને ઘણી રહી ઘનશામજો;
સંદેશો મોકલજો સુખનો શામળા,
પોતાનાં જાણીને પુરણકામજો. કેજો. ૬

એવી આશા અંતરમાંરે છે અતી,
મળશે ફરીને આ દેહે માહારાજજો;
દયાળુ દયા કરીને તેડાવશે
કરશે પુરણ, પ્રાણનાથ જનકાજજો. કેજો. ૭

દ્રઢ ભરૂંસો અંતરમાં મલવાતણો,
તે આધારે રાખ્યા સઉવે પ્રાંણજો;
નૈ તો પળ એકમાં આ પંડ જાતું પડી,
જાણો છો એ જીવન શામ સુજાંણજો. કેજો. ૮

સંદેશો એ જઈને કહ્યો શાંમને,
પ્રાણજીવને સાંભળીઓ કરી પ્રીતજો કરી;
દયાનિધી એ દાસ જાણી દયા;
તેડી રાખ્યાં પાસે પ્રીત સહીતજો કેજો૦ ૯

વિજોગની વેદના નિવારી વાલમે,
સૌને આપ્યું સુખ તો અપરંમપારજો;
ગાશે સુણશે તેના ભવદુખ કાપશે,
અવિનાશાનંદકે છે ધરમ કુમારજો. કેજો૦ ૧૦

પદ ૨૬૩.

સમંધી આવ્યારે સર્વે પાસલે,
રાજી થયા જોઇને રાજીવનેણુજો;
પ્રીત કરીને રાખ્યાં પોતા–પાસલે,
વાલપ કરીને વાલો અમૃત વેણુજો. સમંધી૦ ૧

સમાચાર સર્વેને પુછયા સુખના,
દુખના દીવસ મટાડયા મહારાજજો;
રામપ્રતાપ ને ઇચ્છારામ બેઉ ભાઇનો,
આવ્યો સર્વે પરીવાર તે આપજો. સમંધી૦ ૨

સંત હરીજન સર્વે મલીને સાંભલો,
કુલ અમારૂં પાવન છે કલીમાંયજો;
સૌને પુજવા કારણુ આ સત્સંગમાં,
અમે હેત કરી તેડાવ્યું આંહીજો. સમંધી૦ ૩

નિષ્કપટી ને નિષ્કામી નરનાર છે,
ધર્મકુલમાં અધર્મનો નહિ લેશ જો;
માટે સર્વે પુજા કરવા જોગ છે,
હેત કરી હું રહ્યો છું હમેશજો. સમંધી૦ ૪

મારા મમ જાંણીને સર્વે સેવજો,
શુદ્ધ ભાવ રાખીને મારા સંતજો;
મારા કુલમાં પદ મારૂં સ્થાપન કરૂં,
જરૂર જાણુજો તારવા જગમાં જંનજો. સમંધી૦ ૫

એમ કહીને ગાદી ઉપર સ્થાપન કર્યા,
આચાર્યની પદવી આપી અલબેલજો;
વેદશાસ્ત્રની વીધી પ્રમાણે કરી,
છેલ છબીલા છોગાળા છેલ જો સમંધી૦ ૬

દત્તપુત્ર કરી ગાદી આપી દેખતાં,
વેંચી લીધા દેશ વિભાગ વિશેષજો;

સંત મહીતે વેંચ્યો સર્વે સત્સંગને,
કસર ન રાખી કરવા કાજ કલેશજો. સમંધી૦ ૭

માહા પ્રતાપી મોટા જાંણી મહાપ્રભુ,
ધર્મધુરંધર ધરનારા માહાધીરજો;
ધર્મકુલમાં સર્વેથી સર્વોપરી,
અવધપ્રસાદ ને બીજા શ્રી રઘુવીરજો. સમંધી૦ ૮

અપાર સાંમૃથ આપ્યું જાણી પુત્રને,
ભવજલ તારવા નરનારી હરીભકતજો;
પાસે બેસારી પુજાવ્યા પ્રેમે કરી,
જરૂર વાતો જાણો સર્વે જકતજો. સમંધી૦ ૯

અપાર સુખ આપ્યું અલબેલે એ સમે,
સત્સંગ માંહી સ્વામી સહજાનંદજો;
સંતમંડલ બ્રહ્મચારી સો સત્સંગીને,
નિરખી નક્કિ કે અવિનાશાનંદજો. સમંધી૦ ૧૦

પદ ૨૬૪.

સત્સંગમાં શોભે છે સુંદર સામલો,
સંતસભામાં પુરણકામ સ્વછંદજો;
આપે છે નીજજનને આનંદ તે ઘણો,
જાણો સર્વે તારામાં જેમ ચંદજો. સત્સંગ૦ ૧

બાજુ ને કાજુરે બાંયે બાંધીયા,
હીંડલતો પેચી છે હૈયે હારજો;
નેણુકમલ શોભે છે નૌતમ નાથના,
કાને કુંડલ ઝલકે તેજ અપારજો. સત્સંગ૦ ૨

ભાલ વિશાલમાં રેખા શોભે છે વળી,
જાણે ઉભી તીલક કેરે આકારજો;
ઝીણી ઝીણી કરચલીઓ પડે વળી,
પાંપણોને હેઠે ઉપર નીરધારજો. સત્સંગ૦ ૩

દીપશીખા સમ નાસા નમણી દીપતી,
ગોળ કપાળમાં ટીબકડી ગુણવંતજો;
દાડમકળી સમ શોભે છે દશનાવલી,
ધ્યાન ધરીને ઉરમાં ધારે સંતજો. સત્સંગ૦ ૪

લાલ અધર પ્રવાલા જેવા શોભતા,
ઊપડતી ઓપે છે મુછની રેખજો;
હાસ્ય કરીને હસે જ્યારે શ્રીહરી,
ત્યારે ગોલ ખાડા પડે વિશેશજો. સત્સંગ૦ ૫

ચીબુકની શોભા ધારે જેમ ચીતમાં,
કંબુ સમ છબી કંઠ તણી કહેવાયજો;
કૌસ્તુભમણિને શોભાવે કાન્તી કરી,
શ્રીવત્સ ચિન્હ તે શોભે છાતી માંયજો. સત્સંગ૦ ૬

ભયહારી ભુજા શોભે ભગવાનના,
વેઢ વેંટી ને કડાં કુંચી સહીતજો;
આંગલીયું જાણે શોભે ચોરાફળી,
કાન્તી મણીમય નખની પાંતી કહીતજો. સત્સંગ૦ ૭

શીતલ કોમલ સરખું ઉદર શોભતું,
ત્રીવલી જુક્ત ને જાંણો અધીક ઉદારજો;
ગંભીર નાભી ગોલ છે કમલ સરીખડી,
શામ કટી છે શોભાનો નહી પારજો. સત્સંગ૦ ૮

કેલને કર્ણ સરીખા ઊરૂ ઓપતા,
જાનુ જુગલ જોઇને જમદુખ જાયજો;
પીંડી પાની ગોલ શોભે ઘનશામની,
ચરણકમલની શોભા નવ કેવાયજો. સત્સંગ૦ ૯

જવ જાંબુ ધ્વજ અંકુશ અંબુજ ચંદ્રમા,
એ આદીક પદ સોલે ચીન્હે મુકંદજો.
નખશીખ મુર્તિ એવી નોતમ નાથની,
આવી રહો ઉર કે અવીનાશાનંદજો. સત્સંગ૦ ૧૦

પદ ૨૬૫–પદ રાગ ગરબિ.

તમે એક વાર છપૈએ આવોરે, ગઢપુરના વાશી;
વાલા વાટ જુવે સુવાશીરે, ગઢ૦ ૧

જીવન જનમ્યા જે સમેરે, જણાણા તેજઅંબાર;
જોઈ મનોહર મુરતી, માયે સ્તુતી કરી પ્યારરે. ગઢ૦ ૨

જનમી દીવસ છના થયારે, આવી કોટરા નામ;
મારી તેને નાથજી તમે, આપ્યું પોતાનું ધામરે. ગઢ૦ ૩

બાલલીલા કરી શ્રીહરીરે, નિત નિત દેતા સુખ;
તે સુખ તો સુપને થયાં, હવે દીલમાંહી ભરપુર દુખરે. ગઢ૦ ૪

ઝુરી ઝુરી આંખાં થયાંરે, તમ વિના ત્રીભુવન નાથ;
પુરવાસી નર પ્રેમદા, સૌ બાલલાલ જનસાથરે. ગઢ૦ ૫

ઘરનો ધંધો ગમતો નથીરે, ભુલ્યાં ભાન શરીર;
વ્યાકુલ વિલખે વિનતા, તેણુ ચાલે ચોધારે નિરરે. ગઢ૦ ૬

જે દીથી જીવનજી ગયારે, તે દીથી તનમે તાપ;
શાંતી કરો આવી શ્રીહરી, ભેટી ભુજ ભરી આપોઆપરે. ગઢ૦ ૭

જ્યાં જ્યાં રમતા જમતારે, ફરતા કરતા કામ;
તે તે સંભારી ઉરમાં, થયું ઘેલું છપૈઆ ગામરે. ગઢ૦ ૮

એક વાર આવી અમનેરે, આપો દરશન દાન;
નહીં તો જાશે નાથજી, પુરવાશી સર્વેના પ્રાંણરે. ગઢ૦ ૯

મોટા બંધવ વલવલેરે, વલવલે ઇચ્છારામ;
અવિનાશાનંદના નાથજી, તમે પાછા આવો ઘનશામરે ગઢ૦ ૧૦

પદ ૨૬૬.

તમે એકવાર દરશન દેજોરે, શ્રી નગરના વાસી;
વાલા દાસ તમારા ઉદાસીરે, શ્રી નગરના વાસી. શ્રી૦ ૧

નાના હતા મોટા કર્યારે, પ્રીતમ પ્રાંણઆધાર;
જાણ્યું જે અમને પાલશે, થઇ મોટા ધરમકુમારરે. શ્રી૦ ૨

પાળો એવા થયા પ્રીતથીરે, છોડી ગયા દઈ છેહ;
તેવું તો તમને નવ ઘટે, મારા નાથ નીભાવન નેહરે. શ્રી૦ ૩
સુખના સાગર તમે શાંમળારે, દીનના બંધુ દયાળ;
તેના તે નામને તમે ત્યાગીયું, ધાર્યું નિર્દય નામ આ કાલરે. શ્રી૦ ૪
પલ જાય તમ વિના પુરમાંરે, જુગ સમ શામસુજાણ;
રોઇ રોઇ આંખ્યું ગઈ, થયા પરવશ સર્વના પ્રાણરે. શ્રી૦ ૫
મણી વિના ફણી જાણીએ રે, જલ વિના જાણીએ મીન;
પંખ વિના જાણી પંખણી, તેમ તમ વિના સૌ દીન રે. શ્રી૦ ૬
એકે આધાર જગમાં નથી રે, તમ વિના ભક્તિકુમાર;
જીવન અંતર જાણજો, નથી અજાણ્યું તે નીરધાર રે. શ્રી૦ ૭
જેમ સારૂં લાગે તમને રે, કરજો તેમ ઉપાય;
ગુણગ્રાહક ગોવિંદજી, જાણી દાસી કરો જન સાચ રે. શ્રી૦ ૮
અંતરજામીએ જાણીયું રે, વ્યાકુલ છપૈઆ ગામ;
દયા કરી દુત મોકલ્યો, લખ્યો પત્ર માયાજીત નામ રે. શ્રી૦ ૯
પત્ર વાંચી પુર પ્રેમા રે, વાધ્યો હરખ અપાર;
દયાનિધિ જાણી દાસીયું, લીધી ખબર ગુણભંડાર રે. શ્રી૦ ૧૦
સર્વે સમંધી શામનાં રે, પાસે આવ્યા સુખકંદ;
આનંદ ઓચ્છવ થૈ રહ્યો, કવી કે છે અવિનાશાનંદ રે. શ્રી૦ ૧૧

પદ ૨૬૭—રાગ વસંત. થાળ.

થાલ જમો ઘનશ્યામ મનોહર, ધર્મકુંવર સુખધામી;
પ્રીત કરી પીરસુ પાતળીઆ, પાક શાક સુખ પામી. થાળ૦ ૧
મોદક મરકી મગજ મેતૈયા, માખણ મીસરી માવા;
સુખડી સાટાં સેવ સેવૈયા, ખાજાં ચુરમા ખાવા. થાળ૦ ૨
કઢી વડી કારેલાં કંકોડાં, પરવર પાપડી પ્યારા;
વંતાક ને વાલોર વઘારી, મોહનજી જીવન મારા. થાળ૦ ૩
આંબલાં કેરી કેર અથાણા, લીંબુ મરચાં ને આદુ;
ગરમ વાંસ ખીલા ગુણકારી, સુંદર શામ છે સ્વાદુ. થાળ૦ ૪

ભાત દાળ ભાજી ભજીયાં, પુરી ભાવે છે લયહારી;
ભાવીક ભક્ત ભાલે છે ભુદર, નીરમલ મન નરનારી. થાળ૦ ૫
દુધ ને ભાત આગેગો દયા કરી, ઘોએલ સાકર નાંખું;
પાણી પીયો પુરૂષોત્તમ પ્રીતે, પ્રાણ વારી વારી નાંખું. થાળ૦ ૬
ચલુ કરો ચંચલ ચિત્તરંજન, દુખભંજન સુખદાઇ;
કાથો ચુનો ને પાન સોપારી, બીડું હું આપું બનાઇ. થાળ૦ ૭
જમી જમાડો જીવન જનને, પાક શાક કરી પ્રીતે;
અબીલ ગુલાલ પતંગ ઉકાલી, ત્યાર કર્યો રૂડી રીતે. થાળ૦ ૮
કમર કસી કસી હશી હરિવર, પીચકારી કર ધારો;
ખેલ કરો ખાંતે ખાંતીલા, શામળા જનમ સુધારો. થાળ૦ ૯
રૂમ ઝુમ રમો લાલ રંગમે, ઝાલી ગુલાલની ઝોરી;
આશ પુરો આવી અલબેલા, હેતે રમાડીને હોલી. થાળ૦ ૧૦
રસ બસ કરી રંગમે રંગ રસીયા, એકાંતમેં સુખ આપો;
અવિનાશાનંદના નાથ અમારૂં, જનમ મરણ દુખ કાપો. થાળ૦૧૧

પદ ૨૬૮—રાગ ગર્બી. શરીરનું વર્ણન.

વાત સર્વે કહું વિસ્તારીરે, તમે સાંભલ્યજ્યો નરનારી. કહું વિસ્તારીરે
દેહવિકતી કરાને દેખાવુંરે, જેમ છે તેમ સહુને જણાવું. કહું૦
સ્થુલ સુક્ષ્મ કારણ દેહરે, ત્રણ નામ અવસ્થાના તેહ. કહું૦
કહું જાગૃત સ્વપ્ન સુષુપ્તીરે, ચોથી તુરીયા અવસ્થા કહીતી. કહું૦
સ્થુલ દેહમાં નેત્ર છે સ્થાનરે, જાગૃત અવસ્થા સુજાન. કહું૦
દેહ સુક્ષ્મ કંઠ છે સ્થાંનરે, તેમાં સ્વપ્ન અવસ્થા પ્રધાંન. કહું૦
દેહ કારણ હૃદય ધામરે, તેની અવસ્થા સુષુપ્તી નામ. કહું૦
મહા કારણ તુરીયા જાણોરે, બ્રહ્મ રહ્યું તે સ્થાન પ્રમાણો. કહું૦
દેહ અવસ્થા સ્થાનનાં નામરે, જાંણવાને કયા આઠું જામ. કહું૦
કહે અવિનાશાનંદ વાતરે, સૌનો સાક્ષી જીવ સાક્ષાત. કહું૦

પદ ૨૬૯

કહું વાત હવે સુણો બિજીરે, રૂડી રીતથી મનમાં રીઝી. હવે કહું૦

પંચ ભૂતનાં નામ સપ્રીતરે, સરવે કહું શાસ્ત્રની રીત. હવે૦ ૧
પૃથ્વી જલ તેજ પ્રમાણોરે, વળિ વાયુ આકાશ વખાણો. હવે૦ ૨
પંચ ભુતનાં નામ પુનીતરે, જાણવાને કયાં રૂડી રીત. હવે૦ ૩
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધરે, સદા જીવને તેનો સમંધ. હવે૦૪
એતો પંચ વિષે પરમાણુરે, ચાર અંતસકરણ વખાંણું. હવે૦ ૫
મન બુદ્ધિ ચિત્ત અહંકારરે, દશ ઇંદ્રીઓજુકત ઉદાર. હવે૦ ૬
શ્રૌત્ર ત્વક ચક્ષુ ને ઘ્રાંણુરે, રસના વાક પાણિ પ્રમાણુ. હવે૦ ૭
પાદ પાયુ ઉપસ્થ તે લૈયેરે, ઇંદ્રીઓનાં નામ કૈયે. હવે૦ ૮
કે છે વાત અવિનાશાનંદરે, સૌનો શાક્ષી જીવ સુખકંદ. હવે૦ ૯

પદ ૨૭૦

ચૌદ ઇંદ્રીઓના કહું દેવરે,

ભલા ભક્ત હોય જાંણો ભેવ, કહું નામ દેવરે.

જાણો નેત્રના સુરજ દેવરે, કાનના દીકપાલ કહેવ. કહું૦ ૧
વાયુ ત્વચાના દેવ વખાંણોરે, જીંહાના દેવ વરૂણ જાણો. કહું૦ ૨
નાસિકાના અશ્વનિકુમારરે, વાકના વહનિ વિસ્તાર. કહું૦ ૩
હાથના દેવ ઇંદ્ર કહાવેરે, પગના દેવ વિશ્નુ સુહાવે. કહું૦ ૪
દેવશિશ્નુના છે પ્રજાપતીરે, ગુદાના જમ ઘોર છે અતી. કહું૦ ૫
દશ ઈંદ્રિઓના કહ્યા દેવરે, કહુ અંતઃકરણુના દેવ. કહું૦ ૬
મનના શશી દેવ કેવાયરે, બુદ્ધિના દેવ જાણો બ્રહ્માય. કહું૦ ૭
અહંકારના રૂદ્ર કહેવાયરે, ચિત્તના વાસુદેવ લેવાય. કહું૦ ૮
ચૌદે ઈંદ્રીઓના દેવ જાંણોરે, અવિનાશાનંદ કે પ્રમાણો. કહું૦ ૯

પદ ૨૭૧

હવે ચૌદે ભુવનનાં નામરે, વિસ્તારી કહું નરવામ. ભુવનનાં નામરે,
અત્તલ વિત્તલ સુત્તલ કૈયેરે, તલાતલ રસાતલ લૈયે. ભુવ૦
મહાતાલ પાતાલ એ સાતરે, કહ્યાં અધો ઉરધ કહું વાત. ભુવ૦
ભુર ભુવર સ્વર મહરરે, જનતપ સત્ય મનહર. ભુવ૦
સાત અધો ઉર્ધ્વ કહ્યાં સાતરે, મલી ચૌદે લોક સાક્ષાત, ભુવ૦

ત્રણ્ય અધોમાં અસુર રેછેરે, તેથી ત્રણ્યમાં શક્ષસ કેછે. ભુવ૦
સાતમામાં સરપનો વાસરે, ભુર લોકમાં મનુષ્ય નિવાસ. ભુવ૦
લોક ભુવરમાં મલીન દેવરે, સ્વર્ગ લોકમાં સુર કહેવ. ભુવ૦
તેથિ ઉર્ધ રૂષી પીત્રી વાસરે, સત્ય લોકમાં બ્રહ્મા નીવાસ. ભુવ૦
કહી બ્રહ્માંડ એકની વાતરે, અવિનાશાનંદે સાક્ષાત. ભુવ૦

પદ ૨૭૨

એવા અનંત બ્રહ્માંડ કેછેરે, દેવ અદેવ સરવેમાં રેછે. બ્રહ્માં૦
બ્રહ્મા વિષ્ણુ શિવ ત્રણુ દેવરે, સર્વે બ્રહ્માંડમાં કરે સેવરે. બ્રહ્માં૦
નારાયણુની નાભી થકી પદ્મરે, થયું જાણો તે બ્રહ્માનું સદ્મ.બ્રહ્માં૦
ભાલ નારાયણુ થકી ભવરે, ભયહારી થયા ઉદભવ. બ્રહ્માં૦
નારાયણુના રૂદે થકી જાણોરે, થયા વિષ્ણુ પ્રગટ વખાણો. બ્રહ્માં૦
બ્રહ્મા સૃષ્ટી કરે ઉત્પન્નરે, વિષ્ણુ પાલે છે સરવેજન. બ્રહ્માં૦
શિવ કરે છે સકલ સંહારરે, તેના પુરૂષોત્તમ કરનાર. બ્રહ્માં૦
બ્રહ્મા વિષ્ણુ શીવ ત્રણુ જાણોરે, તેના ઈષ્ટ છે ત્રણુ પ્રમાણો.બ્રહ્માં૦
અનિરૂદ્ધ પ્રધુમ્ન કૈયેરે, તિજા શંકર ત્રણુ નામ લૈયે. બ્રહ્માં૦
ખટરૂપ સગુણુ કેવાયરે, અવિનાશાનંદ ગુણુ ગાય. બ્રહ્માં૦

પદ ૨૭૩

પુરૂષોતમ શ્રીઘનશ્યામરે, સૌના પ્રેરક કરતા અકામ; છે શ્રી૦
કલિમાંહી કરૂણા કરીનેરે, ભયહારી તે ભાવ ભરીને. છે શ્રી૦
ધરા ઉપર્ય નૌતમ ધામરે, ગુણુવંત છપૈયા ગામ. છે શ્રી૦
તાત ધર્મ ને ભક્તિ માતરે, શાંમવેદ જાણો સાક્ષાત. છે શ્રી૦
સરવરીયા કૌથમી શાખારે, પાંડે ગામ ઇટારના ભાંખા. છે શ્રી૦
સંવત અઢાર સાડત્રીસો સારોરે, માસ ચૈતર જગ ઉજીઆરો.શ્રી૦
રામનૌમી ને સોમવારેરે, જામની ગઈ દશ ઘડી જ્યારે. છે શ્રી૦
જનમ્યા જનરંજન જ્યારેરે, થયો આનંદ ઓછવ ત્યારે. છે શ્રી૦
રૂપ અદભુત દેખાડ્યું એવુંરે, તેજોમય અલોકીક તેવું. છે શ્રી૦
માત તાત પામ્યા સુખ ભારીરે, કે છે અવિનાશાનંદ બ્રહ્મચારી૦

## પદ ૨૭૪.

બાળલીલા કરે બહુનામીરે, વાલો અક્ષરધામના ધાંમી, કરે૦
એક દીન લીલા કરી એવીરે, જોઈને સઉ વખાંણવા જેવી. કરે૦ ૧
ગ્રશી આંવ્યોજ્યારે નીજ માથરે, હરી ઝાલીયો રમવા હાથે. કરે૦ ૨
તેજે ભુવન પ્રકાસી રમે છે રે, મન માત પીતાને ગમે છે. કરે૦ ૩
બાળ લાલનો ભાળી પ્રતાપરે, જાણ્યા પુરૂષોત્તમ પ્રભુ આપ. કરે૦૪
રમતાં રમતાં મુ ખમાંઈરે, બાલ લાલ પ્રભુ સુખદાઇ. કરે૦ ૫
સુતાં ખોળામાં બગાસુ ખાધુંરે, દેખાડયું મુખમાં ઈંડ બાધું. કરે૦ ૬
પામ્યાં અચરજ પેખીને માતરે, તે તો વર્ણવિ ન જાયે વાત. કરે૦ ૭
સાત સિંધુ ભુગોળ ખગોળરે, ઝાડ પાડ આદિક અતોલ. કરે૦ ૮
નર નાગ અસુર સુરવૃંદરે, દેખ્યાં સર્વે કે અવિનાશાનંદ. કરે૦ ૯

## પદ ૨૭૫.

એમ કરે લીલા અલબેલોરે, છોગાંવાળો મનોહર છેલો. લીલા૦
સખા સાથ લઇ જગસ્વામીરે, જલક્રીડા કરે બહુનાંમીરે. લીલા૦ ૧
જલ ખેલ કરે જલ માંઈરે, બાલવૃંદ લઇ બલભાઇ. લીલા૦ ૨
જલ છાંટે સખાપર જોઇરે, મોટા સુરનર મુની રે મોઈ. લીલા૦ ૩
મારી ડુબકી દુર દુરાયરે, જોઇ સખા પાસે જોરે જાય. લીલા૦ ૪
નવ પાસે જાવે પાછા આવેરે, ગુણ ગોવિંદના ઉભા ગાવે. લીલા૦ ૫
દેવવૃંદ કરે જયકારરે, ફુલવૃષ્ટી કરે વારંવાર. લીલા૦ ૬
એહ અવતારના અવતારીરે, પુરૂષોત્તમ પ્રીત વધારી. લીલા૦ ૭
કરી ખેલને આનંદ આપેરે, કલી પાપ સંતાપને કાપે. લીલા૦ ૮
પદ ગાવે સુણે ટલે ફંદરે, કવિ કે છે અવિનાશાનંદ. લીલા૦ ૯

## પદ ૨૭૬. રાગ ટોડી.

ધર્મકુંવર ઘનશ્યામ લાડિલે, કહા બરનું છબિ તેરી; ધર્મ૦
મરકત મનીસમ તન દ્યુતી માનું, કીની ચંદનખોરી. ધર્મ૦ ૧
જનરંજન અંજનજુત નેનાં, બેનાં અમૃત બોરી;
બંકી ચીતોનિમે લેવત ચિતવા, અવિનાશાનંદ કે ચોરી. ધર્મ૦ ૨

પદ ૨૭૭.

ધર્મદેવસુત છેલછબિલે, અછે લગે અવિનાસી ધર્મ૦
જટીત મુગટ શિર કંનુમે કુંડલ, ઝલકત તેજકી રાસી ધર્મ૦ ૧
મની મુક્તા ઉર હાર મનોહર, બસન કસન બનવાસી;
અવિનાશાનંદ કહે શામ ચરનકું, સેવત સહસ્ર અઠ્યાસી ધર્મ૦ ૨

પદ ૨૭૮.

વૃષનંદન જગવંદ વીહારી, ભક્તવશ્યલ ભયહારી, વૃષ૦
જહાં જહાં ભીર પરત ભક્તનકું, સાય કરત સુખકારી વૃષ૦ ૧
પ્રેહેલાદ પાંડવ દ્રોપદી ગજકું, ભયો જબે ભયહારી;
અવિનાશાનંદ કહે આયકે, છિનમે લિયે ઉગારી. વૃષ૦ ૨

પદ ૨૭૯.

સહજાનંદ મનોહર મુરતી, આઈ બસો દીલ મોરે; સહજા૦
સ્વેત બસન કટી કસન સાંવરે, દસન હસન ચિત ચોરે સહજા૦ ૧
પંકજ પત્રાયત ઇવ લોચન, ભયમોચનકું નિહારે;
અવિનાશાનંદ જાની નીજ કિંકર, રખહું ચરન ઢીગ તોરે. સહજા૦ ૨

પદ ૨૮૦. રાગ રામગ્રી.

અધમ ઓધારણ આ સમે, સહજાનંદ સ્વામી;
પ્રગટયા પૂરવ દેશમે, જન અંતરજામી. અધ૦ ૧
કાઠી કોલી કલીકાલમાં, મહાપાપી અપાર;
તેને તાર્યો આ સમે, ગણતાં નાવે પાર. અધ૦ ૨
કણબિં વરણ કોઈ કાલમાં, નથી પાંમ્યા કલ્યાંણ;
તેવા અગણીત તારીયા, આજ શામ સુજાંણ. અધ૦ ૩
ભ્રષ્ટમતી બહુ બાંમની, વેદકર્મવિહીણ;
ઓધારી અગણીતને, પ્રભુ પરમ પ્રવીણ. અધ૦ ૪
એ આદીક કલીકાલમાં, નીચ જાતી અપાર;
અવિનાશાનંદ કે તારીયાં, આજ ધર્મકુમાર. અધ૦ ૫

પતીતપાવન પ્રભુ આવિયા, નીજ બરદ વિચારી;
ભવસાગરથી તારવા, અગણીત નર–નારી. પતી૦ ૧
પ્રીત કરી બાંધી મહાપ્રભુ, પાંચ વરતની પાલ;
આંખ્યું મીચી ચાલ્યાં જાય છે, વૃદ્ધ તરૂણ ને બાલ. પતી૦ ૨
સ્વામીનારાયણ નામને, જપે જાંણે અજાંણે;
પુંજ બલે તેના પાપના, કવિ મુખથી વખાંણે. પતી૦ ૩
ગણીકા અજામેલ ગીધને, ગજ ગોપી ગોવાળ;
તાર્યાં પૂર્વે તેહને, પ્રભુ પરમ કૃપાલ. પતી૦ ૪
એવું વિચારીને આ સમે, દાસ પોતાનો જાંણી;
તારો અવિનાશાનંદને, મતીમંદ પ્રમાંણી. પતી૦ ૪

## પદ ૨૮૧.

હું બલહારી શ્રીહરી, તારા બરદને જોઈ;
થયો નહી થાશે નહી, આવો અવતાર કોઈ. હું૦ ૧
કરણી ન જુવો કોઈની, ગુણ ગ્રહો ગોપાલ;
દાસ ત્રાસ હરો દેખતાં, દયાસિંધુ દયાલ. હું૦ ૨
પરવતસમ પાપ દાસનાં, તેને અણુસમ જાંણો;
અણુસમ દાસના ગુંણને, પરવત પરમાંણો. હું૦ ૩
અમૃત નીજ ગુણ ના તજે, પીયે જાંણે અજાંણે;
અમર કરે અગણીતને, વેદશાસ્ત્ર વખાંણે. હું૦ ૪
પ્રભુતા પ્રભુ તેમ નાં તજે, દીનબંધુ કહાવે;
અવિનાશાનંદના નાથને, ભજે ભવ દુઃખ જાવે. હું૦ ૫

## પદ ૨૮૨.

ગુણનિધિ ગરિબનિવાજ છો, ગુણસાગર સ્વામી;
ગુણ ગાવે નીત ગણપતી, અગણીત બહુનામી. ગુણ૦ ૧
દાસ સુદામાને તારીયો, જમી તાંદુલ મેવા;
સુખ આપ્યું સૌ દેખતાં, મોલ કંચન રેવા. ગુણ૦ ૨
પુત્ર પ્રથાના[1] પાંચને, દેખી ગરીબ ઉદાસી;

[1] કુંતી.

છત્રપતી જગમાં છતા, કીધા કમલાનિવાસી. ગુણ૦ ૩
વિદુર વિભીષણ વિશ્વમાં, આવા કીધા છે આરૂ;
ગુણવંત ગરીબને તારવા, એવું બરદ તમારૂં. ગુણ૦ ૪
અગણીત ગરિબ ઓધારીયા, કેતાં પારજ નાવે;
અવિનાશાનંદ અલબેલના, ગુણ નિશદીન ગાવે. ગુણ૦ ૫

પદ ૨૮૩. રાગ ખમાચી.

મારા મોહનજી મરમાલા મન મારે ભાવતારે; મારા૦
મનમોહન સુંદર મરમાલા, રસિયા રાજીવનેણ રૂપાલા;
ચંચલ લોચન ચાલા, સુખ ઉપજાવતારે, મારા૦ ૧
લટક રહી શીર લાલ કલંગી, અંગ અનોપમ ઓપત અંગી;
ગુણવંતા નવરંગી ગુણ મુખ ગાવતારે, મારા૦ ૨
વંસી વજાવો સુખ ઉપજાવો, દાસ જાણી દુખ દુર નસાવો;
રાગ ખમાચી ગાવો ચિત લલચાવતારે, મારા૦ ૩
નંદનંદન જગવંદ અકામી, અલવંતા બાલમ બહુનામી;
અવિનાશાનંદના સ્વામી ઘરૂં મારે આવતારે, મારા૦ ૪

પદ ૨૮૪.

રસીયા રાજીવનેણ રૂપાળા, ચીતને ચોરતારે, રસી૦
બંકી ભ્રુહ વિલોકની વાલા, નટવર નવરંગી નંદલાલા;
કાંન કોડીલા કાલા કાલજ કોરતારે, રસી૦ ૧
જોબન મદમાતા જનરંજન, ભૂધર ભકત તણા ભયભંજન;
ગંજન કરતા અંજન નેણ નિહોરતારે, રસી૦ ૨
જુવતિ જોઇ રૂપાલી જીવન, પ્રેમ કરી પીતમ રસપીવન;
જોર કરીને જીવન નેણાં જોરતારે, રસી૦ ૩
અવિનાશાનંદ કે અવિનાસી, સુંદર શાંમ કાંમ સુખરાસી;
દેખી દાસી આપો સુખને દોરતારે, રસી૦ ૪

પદ ૨૮૫.

જીવત જુઠું છે જન જાણો, કોણું જાણીનેરે, જીવ૦
મમતા માયા બાદલ છાયા, જોબન ધન સુત મંદીર જાયા;

કાંમ ન આવે કાયા અંત્યે પ્રાણીનેરે, જીવ૦ ૧
કર્યાં કરમ કાંમનીસંગ રૈને, જાંણ્યાં નહી સાચાં પ્રભુ જૈને;
તુરત જાશે તમને જમરા તણીનેરે, જીવ૦ ૨
રાઇ રાઈ લેખું જમ લેશે, પાપ પ્રમાંણે ડંડજ દેશે;
ભોગવશે દુખ કેશે વાંચી વાંણીનેરે, જીવ૦ ૩
રેમાં વિષય સુખમાં રાચી, સોબત સંતની કરજ્યો સાચી;
કે અવિનાશાનંદ જાચી દયા આંણીનેરે, જીવ૦ ૪

### પદ ૨૮૬.

મિથ્યા મમતામે ભરમાયો, ખોયો દેહુનેરે, મિથ્યા૦
દુરલભ નરતન દેવને જાંણો, પ્રીત કરી પંચ્યો પરમાંણો;
ભોગમાં શું ભરમાંણો ભાલી ગેહુનેરે, મિથ્યા૦ ૧
કાંમની સંગે મોયો કામી, વિષયવાસના ઉરમાં વાંમી;
હરિજન સંગ હરાંમી ન કિધો નેહુનેરે મિથ્યા૦ ૨
અસત્ય દેહ અંત્યે દુખ આપે, પ્રભુ ભજ્યો નહી પૂરણ પાપે;
અધિક કુણ સુખ આપે કૈયે તેહુનેરે મિથ્યા૦ ૩
અવિનાશાનંદ કહે છે વાંણી, જરૂર જીવમાં લેજ્યો જાંણી;
સારંગપાંણી સાથે કરજો સ્નેહુનેરે મિથ્યા૦ ૪

### પદ ૨૮૭. રાગ સવૈયા.

અક્ષરધામ સુધામિ મનોહર, શાંમ સદા સુખધાંમ નમામી,
નામિ સદા સબ નામનકે, સબ ઇશ અનીશકે અંતરજામી;
મુક્ત અનંત ઉપાસતહે નિત ભક્તએકાંતિક ભાવ ભજાંમી;
નામ સદા નિગમાગમકે પુરૂષોત્તમ પૂરનકાંમ અકાંમી. ૧
સો પુરશોત્તમ પૂરનબ્રહ્મ અગંમ નિગંમ ન ગંમ લહાવે,
દિવ્ય સદા વિલસંત કિશોર, વયં અદભૂત અનૂપ રહાવે;
પ્રેરક મુકત અનંતનકે સબ કારન તારન શાંમ સુહાવે,
સૃષ્ટિ સબે ઉતપંન કરે નિજ સંમૂથ સો અવિનાશ કહાવે. ૨
શ્રી પુરૂષોત્તમ કૃષ્ણ મનોહર એક સબે જગ વ્યાપ રહાવે,
અક્ષર પૂરષ દ્વારનસો પુરૂષોત્તમ પ્રકૃતિ આપ જગાવે;

મૂલ આજા જુત પૂરૂષ સો બહુ કાલ બિહાર કરે સુખ પાવે,
ગર્ભ ધરે અગનીત પ્રધાંન પુરૂષ કવી અવિનાશ કહાવે. ૩

પદ ૨૮૮.

એક બ્રહ્માંડકી બાત કહું સુનિયો સુમતી જન મોઢ બઢાઇ,
શ્રી પુરૂષોત્તમ પૂરષમે પરવેશ કરી નિજ રેત ધરાઇ;
ધાર પ્રધાન સુધીર ધરી તબ હોત મહાંન મહા સુખદાઈ,
સો મહતત્વ સુહોવત હે અહંકાર સુતીન પ્રકાર સુહાંઇ. ૪
રાજસ તામસ સાત્વિક સો મન ઇંદ્રિયદેવ સબે ઉપજાયો,
રાજસસે દશ ઈંદ્રિયસા પુનિ બુદ્ધિ રૂ પ્રાંણુ ભયે મન ભાયો;
તામસસે ભુત પંચ ભયે અરૂ વીષય પંચ મુનીવર ગાયો,
ચોવિસ તત્વ ભયે એહિ રીત કવી અવિનાસ કહી સમુઝાયો. ૫

પદ ૨૮૯. કવિત.

ઇશ્વરકી ઇછાયે સો પ્રેરે થકે તત્વ સોઇ, જીવ અગણિત ઇશ
દેહકું સજાયોહે;
ઇશ્વરકે દેહનકો સુનો કહું નામ સબે, વિરાટહી સુત્રાત્મા
અવ્યાકૃત કહાયો હે;
જીવનકે દેહનકો નામ કહું જાંની લીયો, સ્થુળ રૂ સુક્ષમ
પુનિ કારન સુહાયોહે;
દ્વિપરાર્ધકાળ દેહ આયુષ વિરાટ જાંનો, કવિ અવિનાશાનંદ
સબહી સુનાયો હે. ૬
ચોદ મનવતર વિરાટકે એક દીનમે, જાવત કહાવે વેદ ભેદહી
બતાયો હે;
ઐસો જે દીન તેસી જાંમની જરૂર જાંનો, દીન રહે ત્યાંહ લગી
જકત ઠહરાયો હે;
જબે હોત રાતી તબે નાસ હોત દશે લોક, તાકેહે સો નામ
પ્રલે નીમીત કહાયોહે;
દ્વિ પરાર્દ્ધ કાળ પુરો વિરાટકે હોવે જબે, સત્યાદીક લોક જુત
નાસહી લખાયો હે. ૭

